| | | | શુદ્ધિ. |
|---|---|---|---|
| | | | જેથી |
| | | | રહ્યો |
| | | | ભારેકર્મીઓ |
| | | | પરિચય |
| | | | અર્હન્તો |
| | | | આયરિયાણં |
| | | | કરનાર |
| | | | પ્રદક્ષિણાં |
| | | | છું. |
| | | .. .. | થાઓ. |
| ૧૩ | ૨૩ | આધક | અધિક |
| ૧૪ | ૪ | નહિ | નહિ, |
| ૧૪ | ૧૦ | ાપત્ત | પિત્ત |
| ૨૬ | ૧૮ | जिनेभ्याः | जिनेभ्यो |
| ૨૮ | ૧૭ | ાતન્નાણં | તિન્નાણં |
| ,, | ,, | ગયેલા | ગયેલા, |
| ,, | ૧૯ | પામેલા | પામેલા, |
| ,, | ૨૧ | થયેલા | થયેલા, |
| ૩૪ | ૨૦ | પ્રાણધાન | પ્રણિધાન |
| ૪૦ | ૧૦ | કાયોત્સગ | કાયોત્સર્ગ |
| ૪૦ | ૧૫ | નાભિથા | નાભિથી |
| ૪૦ | ૧૭ | પહેરવું | પહેરવાનું |
| ૪૦ | ૨૫ | કાર્યોત્સર્ગ | કાયોત્સર્ગ |

# ઉપકાર-દર્શન.



આ વિદ્યાર્થી ઉપયોગી સામાયિકસૂત્રને નિમ્નલિખિત ગૃહસ્થોએ ઉત્તેજન આપ્યું છે. તે બદલ તેઓશ્રીનો હૃદયપૂર્વક ઉપકાર માનું છું.

રૂ. ૨૫૦) શ્રીમાન્ પ્રેમચંદભાઇ, મૂલજીભાઇ અને નાનચંદભાઇ ભગવાનજીભાઇ ખારા-અમરેલીવાળાએ તેમના પિતાશ્રી ભગવાનજીભાઇ ખારાના સ્મરણાર્થે.

રૂ. ૫૦) શ્રીમાન્ વછરાજભાઈ ગુલાબચંદભાઇ જામકંડોળવાળા.

રૂ. ૧૮॥ શ્રીમાન્ નથુભાઇ મૂલજીભાઈ વારિયા પોરબંદર.

રૂ. ૧૮॥ શ્રીમાન્ જવરાજભાઇ હર્ષચંદ-પોરબંદર.

રૂ. ૧૮॥ શ્રી સ્થાનકવાસી જૈન પાઠશાળા-પોરબંદર.

રૂ. ૯= શ્રીમાન્ છોટાલાલ પરભુદાસભાઇ. ઘેવરિયા પોરબંદર.

ઉદાર જૈન બંધુઓ અને બેનોને આ પ્રમાણે અનુકરણ કરી પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવા નમ્ર વિનતિ છે.

| | |
|---|---|
| સંવત્સરી. | સેવક, |
| પોરબંદર. | ભાયાણી હરિલાલ જીવરાજભાઇ. |
| ૧૯૮૯. | કાપડિયા—ભાવનગર બંદર. |

# શ્રી સામાયિક સૂત્ર.

[ સંસ્કૃત છાયા, શબ્દાર્થ, ભાવાર્થ સહિત ]

સંયોજક અને પ્રકાશક,

ભાયાણી હરિલાલ જીવરાજભાઇ

કાપડિયા-ભાવનગર બંદર.

વીર સં. ૨૪૫૭. વિ. સં. ૧૯૮૭. ઇ. સ. ૧૯૩૧.

પ્રત ૨૦૦૦ દ્વિતીયાવૃત્તિ.

મુદ્રક:–શાહ ગુલાબચંદ લલ્લુભાઇ. આનંદ પ્રિ. પ્રેસ.

ભાવનગર.

મૂલ્ય–ત્રણ આના.

# વાંચનારને બે બોલ.

વાંચનાર! આ પુસ્તક આજે તમારા હસ્તકમળમાં આવે છે, તેને લક્ષપૂર્વક વાંચજો, તેમાં કહેલા વિષયને વિવેકથી વિચારજો અને પરમાર્થને હૃદયમાં ધારણ કરજો. એમ કરશો તો તમે નીતિ, વિવેક, ધ્યાન, જ્ઞાન, સદ્‌ગુણ અને આત્મશાંતિ પામી શકશો.

તમે જાણતા હશો કે, કેટલાંક અજ્ઞાન મનુષ્યો નહિ વાંચવાયોગ્ય પુસ્તકો વાંચીને અમૂલ્ય વખત વૃથા ખોઇ દે છે; જેથી તેઓ અવળે રસ્તે ચડી જાય છે, આ લોકમાં અપકીર્ત્તિ પામે છે અને પરલોકમાં નીચ ગતિએ જાય છે.

ભાષાજ્ઞાનનાં પુસ્તકોની પેઠે આ પુસ્તક પઠન કરવાનું નથી, પણ મનન કરવાનું છે. તેથી આ ભવ અને પરભવ બન્નેમાં તમારૂં હિત થશે. ભગવાનનાં કહેલાં વચનોનો એમાં ઉપદેશ કર્યો છે.

તમે કોઇ પ્રકારે આ પુસ્તકની આશાતના કરશો નહિ, ફાડશો નહિ, ડાઘ પાડશો નહિ કે બીજી કોઈ પણ રીતે બગાડશો નહિ. તમે આ પુસ્તકનો વિનય અને વિવેકથી ઉપયોગ કરજો. કહ્યું છે કે 'વિનય અને વિવેક એ ધર્મના મૂળ હેતુઓ છે.'

તમને બીજી એક આ પણ ભલામણ છે કે જેઓને આ પુસ્તક આવડતું ન હોય અને તેઓની ઇચ્છા હોય તો તેમને આ પુસ્તક શીખવજો. તમને આ પુસ્તકમાં જે કંઈ ન સમજાય તે સુવિચક્ષણ પુરુષ પાસેથી સમજી લેવું યોગ્ય છે. સમજવામાં આળસ કે મનમાં શંકા કરશો નહિ.

તમારા આત્માનું આથી હિત થાય, તમને જ્ઞાન, શાન્તિ અને આનંદ મળે, તમે પરોપકારી, દયાળુ, ક્ષમાવાન, વિવેકી અને બુદ્ધિશાળી થાઓ એવી શુભ યાચના અર્હત્ ભગવાન પાસે કરી વિરમું છું.

શ્રીમદ્ રાજચંદ્ર.

# મણિરત્નમાલા.

सामायिकं सुदुःसाध्यमप्यभ्यासेन साध्यते ।
निम्नीकरोति वार्बिन्दुः किं नाश्मानं मुहुःपतन् ॥ १ ॥

શ્રીસાગારધર્મામૃત.

અર્થ:—સામાયિક વ્રત અત્યંત દુ:સાધ્ય છે, કઠિન છે તથાપિ વારંવાર પ્રવૃત્તિરૂપ અભ્યાસવડે તે સિદ્ધ થઇ શકે છે; શું પથ્થર પર વારંવાર પડતું જળનું બિંદુ તે પથ્થરમાં ખાડો પાડી નથી દેતું ? [ માટે ]

મમતા પરિહાર કરો સઘળે, સમતા સમ સુખ ક્યાંય ન મળે;
ઘડી બે સમતાથકી ધ્યાન ધરો, દરરોજ સામાયિક જૈન કરો.

સ્વ૦ પોપટલાલ કેવલચંદ શાહ.

શ્રીમૂલાચાર ગ્રંથમાં કહ્યું છે કે—

सामाइए कदे सावए ण विद्धो मओ अरण्णम्मि ।
सो य मओ उद्धादो ण य सो सामाइयं फडिओ ॥

અર્થ:-વનમાં શ્રાવકે સામાયિક કરવાથી શિકારીઓ દ્વારા પશુ-વધ થતો નથી અર્થાત્ પશુવર્ગ ત્રાસને પ્રાપ્ત થતો નથી; વળી આ પશુવર્ગ પણ ઉદ્ધત [ ક્રૂર ] થતો નથી કે જેથી સામાયિકમાં વિઘ્ન આવે અર્થાત્ શ્રાવક સામાયિક કરતી વખતે સર્વ પશુ-પક્ષી ક્રૂરભાવ છોડી શાન્ત થઇ જાય છે; આ સામાયિકનો ઐહિક ચમત્કાર છે.

શ્રીમૂલાચાર ગ્રંથમાં કહ્યું છે કે—

सम्मत्तणाणसंजमतवेहिं जं तं पसत्थ समगमणं ।
समयं तु तं तु भणिदं तमेव सामाइयं जाणे ॥

અર્થ:—સમ્યક્ત્વ, જ્ઞાન, સંયમ અને તપની સાથે જીવનું પ્રશસ્ત સમગમન અર્થાત્ જીવની આ ચારે સ્વરૂપ અવસ્થા તેનું નામ સમય છે અને સમયનું જ નામ સામાયિક છે.

जे केवि गया मोक्खं जे विय गच्छन्ति जे गमिस्संति ।
ते सव्वे सामाइअप्पभावेणं मुणेयव्वं ॥

અર્થ:—જે કોઈ મોક્ષમાં ગયા, જાય છે અને જશે તે સર્વ સામાયિકનો જ પ્રભાવ જાણવો.

## સાવદ્યયોગવિરતિ આવશ્યક સ્તવન.

પહેલું સામાયિક કરો રે, આણી સમતા ભાવ,
રાગ રોષ દૂરે કરો રે, આતમ એહ સ્વભાવ રે;
પ્રાણી! સમતા છે ગુણગેહ, એ તો અભિનવ અમૃતમેહ રે–પ્રાણી!
આપે આપ વિચારીએ રે, રમીએ આપ સ્વરૂપ;
મમતા જે પરભાવની રે, વિષયો તે વિષરૂપ રે–પ્રાણી!
ભવ ભવ મેલી મૂકીઆં રે, ધન કુટુંબ સંજોગ;
વાર અનંતી અનુભવ્યા રે, સવિ સંજોગ વિજોગ રે–પ્રાણી!
શત્રુ મિત્ર જગ કો નહીં રે, સુખ દુ:ખ માયા જાલ;
જો જાગે ચિત્ત ચેતના રે, તો સવિ દુ:ખ વિસરાલ રે–પ્રાણી!
સાવદ્ય યોગ પરિહરો રે, એ સામાયિક રૂપ;
હુઆ એ પરિણામથી રે, સિદ્ધ અનંત અરૂપ રે–પ્રાણી!

શ્રી વિનયવિજયજી.

सामाइअम्मि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं, बहुसो सामाइअं कुज्जा.

અર્થ:—શ્રાવક સામાયિકવ્રત લેવાથી સાધુ સમાન ઉચ્ચ દશાને પ્રાપ્ત કરે છે; તેથી તેણે વારંવાર સામાયિક લેવું જોઈએ.

# વક્તવ્ય.

સામાયિક સૂત્રનું આ દ્વિતીય પ્રકાશન છે. પ્રથમાવૃત્તિ કરતાં આમાં ઘણો સુધારો કર્યો છે. આ આવૃત્તિમાં મૂળ પાઠ, શબ્દાર્થ, ભાવાર્થ અને સંસ્કૃત છાયા આપેલાં છે. ગુજરાતી લિપિમાં હસ્વ, દીર્ઘ અક્ષર માટે યથાશક્તિ લક્ષ આપ્યું છે છતાં તેનું બરાબર લક્ષ થાય તે હેતુથી તથા રતલામ, માળવા તરફ આ પુસ્તકનો ઉપયોગ થઇ શકે તે દૃષ્ટિબિન્દુથી દેવનાગરી લિપિમાં સૂત્રપાઠ આપેલા છે. મારી ઇચ્છા તો જૈની લિપિના બીબામાં છપાવવાની હતી, પણ અહીં પ્રેસમાં તે સાધનના અભાવે તેમ બની શકયું નથી વળી આ આવૃત્તિમાં શબ્દાર્થ પણ સહેલા બનાવ્યા છે. આ પ્રસંગે મારા વિચારો જણાવવા ઇચ્છું છું.

૧ સામાયિક એ સામાન્ય વસ્તુ નથી કે ચાર પાંચ વર્ષના બાળક બાળકીઓ પાસે ગોખાવી દીધું એટલે તેઓને સામાયિકના સ્વરૂપનું ભાન થઇ ગયું અને જૈનશાળાનું કાર્ય સફળ થયું કહેવાય ! આ જ્ઞાન તો ગુજરાતી ત્રીજી અને તે ઉપરાંતની ઉમ્મરના વિદ્યાર્થીઓને આપવાનું શરૂ કરવુ જોઇએ. સાથે પ્રારંભિક ઇતર ધાર્મિક વાંચન જોઇએ.

૨ બાળક બાળકીઓને વિદ્વાન શિક્ષકોની દેખરેખ નીચે સોંપવા જોઇએ પણ આપણા કાઠિયાવાડમાં વિદ્વાન શિક્ષકોની પ્રાયે ખામી છે. તેથી ઉચ્ચ જ્ઞાનસંપન્ન શિક્ષકો ઉત્પન્ન કરવા માટે કાઠિયાવાડમાં એક ગુરુકુળની જરૂર છે. જેમાં અર્દ્ધ-માગધી ભાષાનું જ્ઞાન, તેનુ વ્યાકરણ, શ્રેણિબદ્ધ શાસ્ત્રીય અભ્યાસ, સંસ્કૃત, અંગ્રેજી બન્ને ભાષાનું વ્યાકરણ સહિત જ્ઞાન, જૈનેતર સાંપ્રદાયિક શાસ્ત્રોનો અભ્યાસ જૈન અને જૈનેતર દર્શનનો સમન્વય વગેરે શિક્ષણ અપાય.

૩ જે જે શહેરોમાં શકય હોય તે તે શહેરોમાં જૈન ગુજરાતી નિશાળો સ્થપાવાની જરૂર છે. અને તેમાં ભારત દેશ સાથે રહીને જૈન દૃષ્ટિએ રચાયેલાં પાઠય પુસ્તકો દ્વારા વ્યાવહારિક શિક્ષણ અને ધાર્મિક જ્ઞાન અપાવું જોઇએ. અને જ્યારે આવું જ્ઞાન અપાશે ત્યારે સ્થાનકવાસી સમાજનો ઉદ્ધાર થશે અને તેજ સમાજ ચિરસ્થાયી રહી શકશે.

૪ કાઠિયાવાડ, ગુજરાત, પંજાબ, રાજપૂતાના, માળવા, દક્ષિણ પ્ર-

દેશોમાં હાલ જે જે સ્થળે જૈનશાળાઓ છે તેની નિરીક્ષા, પરીક્ષા માટે નિરીક્ષકો, પરીક્ષકો નિમાવા જોઇએ આ યોજના અમલમાં આવે તો અત્યારે જે પામર સ્થિતિ મુખ્યત્વે જોવામાં આવે છે તેમાં પણ ઘણો સુધારો થાય.

મારા વ્યાવહારિક કાર્યોના અંગે થતા પ્રવાસોમાં મળેલા અનુભવો પરથી મારા જે વિચારો બંધાયા છે તે સમાજ પાસે આ તકે મૂકું છું. જો આ વિચારો યોગ્ય લાગે તો સમાજ આ વિચારોને ઝીલી લે અને કાંઇક કરે આ યોજનાને Jain Conference અને ઉદાર શ્રીમંતો પણ ટેકો આપે.

સંક્ષેપમાં આ વિચારો દર્શાવ્યા પછી નિવેદન કરવા રજા લઉં છું કે સામાયિકનું સ્વરૂપ, સામાયિકના સૂત્રપાઠોના શબ્દોનું રહસ્ય અને તેમાંથી આત્માને પ્રાપ્ત થતા બોધ સંબંધી સવિસ્તર પુસ્તક લખવાને યથાશક્તિ પ્રયાસ કરી રહ્યો છું.

પ્રેસપર ચાલતા કામે બીબાં ખંડિત થઇ જાય છે માટે વાચકોએ ગુજરાતી લિપિનો સૂત્રપાઠ દેવનાગરી લિપિના સૂત્રપાઠ સાથે મેળવ્યા પછી સ્વાધ્યાય કરવો. વળી શુદ્ધિ પ્રમાણે દરેક શબ્દ પ્રથમ સુધારવો.

શ્રી જૈન જ્ઞાન પ્રચારક મંડળની કાર્યવાહી સમિતિ લગભગ પાંચ વર્ષ પહેલાં વાંકાનેર મળી હતી તે પ્રસંગે પૂજ્ય પંડિત શતાવધાની મહારાજશ્રી રત્નચંદ્રજી સ્વામીએ પ્રથમાવૃત્તિની સુંદર શબ્દોમાં તારીફ કરી હતી અને તે પુસ્તકને દરેક જૈન સ્થાનકવાસી પાઠશાળામાં સ્થાન આપવાની સલાહ આપી હતી; તે અભિપ્રાયથી આ સામાયિકસૂત્રની કદર કરવાનું સમાજને સોંપું છું.

આ પુસ્તકના પ્રૂફ જોવા શ્રીયુત જેઠાલાલ હરિભાઇ શાસ્ત્રીજીએ તસ્દી લીધી છે તે માટે તેઓનો આભારી છું: છેવટમાં દરેક સજ્જન સામાયિકસૂત્રના શુદ્ધોચ્ચાર સહિત પાઠ, શબ્દાર્થ અને ભાવાર્થ યથાર્થ શીખો અને સમજી ઉપયોગ પૂર્વક સામાયિક કરતાં થાઓ. તેવી ભાવના ભાવી વિરમુ છું.

૧૯૮૭<br>દ્વિતીય આષાઢ<br>પૂર્ણિમા.

સંઘ સેવક,<br>ભાયાણી હરિલાલ જીવરાજભાઇ.<br>કાપડિયા—ભાવનગર બંદર.

# ભૂમિકા.

આ 'સામાયિક સૂત્ર' ઉપર અનેક વિદ્વાન મુનિરાજો અને પંડિતોએ ઘણું લખ્યું છે, પણ વિદ્વાન કુમાર પોતાના સમવયસ્ક બન્ધુઓના ભાવો સમજીને યોગ્ય પ્રવચન આપી શકે તે ઇષ્ટ સમજીને સ્વ. શ્રીમદ્ રાજચંદ્રે પોતાની કુમારાવસ્થામાં 'સામાયિક' ઉપર જે પ્રવચન લખ્યું છે તે જ અત્ર ઉતારવા પ્રેરાયો છું.

**સામાયિક**……
- આત્મશક્તિનો પ્રકાશ કરે છે,
- સમ્યગ્દર્શનનો ઉદય કરે છે,
- શુદ્ધ સમાધિભાવમાં પ્રવેશ કરાવે છે,
- નિર્જરાનો અમૂલ્ય લાભ આપે છે,
- રાગ-દ્વેષથી મધ્યસ્થ બુદ્ધિ કરે છે.

**સામાયિકનો શબ્દાર્થ.**

સામાયિક શબ્દની વ્યુત્પત્તિ સમ+આય+ઇક એ શબ્દોથી થાય છે. 'સમ' એટલે રાગ-દ્વેષ રહિત મધ્યસ્થ પરિણામ, 'આય' એટલે તે સમભાવનાથી ઉત્પન્ન થતો જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ મોક્ષ માર્ગનો લાભ અને 'ઇક' કહેતાં ભાવ એમ અર્થ થાય છે. એટલે જે વડે મોક્ષ માર્ગનો લાભદાયક ભાવ ઉપજે તે સામાયિક; आर्तरौद्रपरित्यागस्तद्धि सामायिकं व्रतं ॥ અર્થાત્ આર્ત અને રૌદ્ર એ બે પ્રકારનાં ધ્યાનનો ત્યાગ કરીને મન, વચન અને કાયાના સમભાવને રોકીને વિવેકી મનુષ્યો સામાયિક કરે છે.

**સામાયિકના દોષ.**

મનના પુદ્ગળ તરંગી છે. સામાયિકમાં જ્યારે વિશુદ્ધ પરિણામથી રહેવું યોગ્ય છે ત્યારે પણ મન આકાશ પાતાલના ઘાટ ઘડયા કરે છે. તેમજ ભૂલ, વિસ્મૃતિ, ઉન્માદ ઇત્યાદિથી વચન અને કાયામાં દૂષણ આવવાથી સામાયિકમાં દોષ લાગે છે. મન, વચન અને કાયાના થઇને બત્રીશ દોષ ઉત્પન્ન થાય છે; તેમાં મનના દશ, વચનના દશ અને કાયાના બાર એમ બત્રીશ દોષ જાણવા અવશ્યના છે, તે જાણવાથી મન સાવધાન રહે છે. એ બત્રીશ દૂષણ રહિત સામાયિક કરવું; તે ઉપરાન્ત પાંચ અતિચાર ટાળવા. એકાગ્રતા અને સાવધાની વિના આ દોષમાંનો અમુક દોષ આવી જાય છે.

વિજ્ઞાનવેત્તાઓએ સામાયિકનું જઘન્ય પ્રમાણ બે ઘડીનું બાંધ્યું છે. એ વ્રત સાવધાની પૂર્વક કરવાથી પરમ શાન્તિ આપે છે. કેટલાકને એ બે ઘડીનો કાળ જ્યારે જતો નથી ત્યારે તેઓ બહુ કંટાળે છે. સામાયિકમાં નવરાશ લઇને બેસવાથી કાળ જાય પણ કયાંથી ? આધુનિક કાળમાં સાવધાનીથી સામાયિક કરનારા બહુ જ થોડા છે. સામાયિકની સાથે પ્રતિક્રમણ કરવાનું હોય છે ત્યારે તો વખત જવો સુગમ પડે છે. જો કે એવા પામરો પ્રતિક્રમણ લક્ષપૂર્વક કરી શકતા નથી તો પણ નવરાશ કરતાં એમાં જરૂર કંઇક ફેર પડે છે. કેટલાક ભારે કર્મિઓ સામાયિકમાં વ્યવહારના પ્રપંચો પણ ઘડી રાખે છે. આથી સામાયિક દોષિત થાય છે.

**સામાયિકી કાળ નિર્ગમન.**

વિધિ પૂર્વક સામાયિક ન થાય એ બહુ ખેદકારક અને કર્મની બાહુલ્યતા છે. સાઠ ઘડીના અહોરાત્ર વ્યર્થ ચાલ્યા જાય છે. અસંખ્યાત દિવસથી ભરેલાં અનંતા કાળચક્ર વ્યતીત કરતાં પણ જે સાર્થક ન થયું તે બે ઘડીના વિશુદ્ધ સામાયિકથી થાય છે. લક્ષ પૂર્વક સામાયિક થવા માટે તેમાં પ્રવેશ કર્યા પછી ચાર લોગસ્સથી વધારે લોગસ્સનો કાયોત્સર્ગ કરી ચિત્તની કંઇક સ્વસ્થતા આણવી; પછી સૂત્રપાઠ કે ઉત્તમ ગ્રંથનું મનન કરવું, વૈરાગ્યનાં ઉત્તમ કાવ્યો બોલવાં, શીખેલા અધ્યયનનું સ્મરણ કરી જવું, નૂતન અભ્યાસ થાય તો કરવો. કોઇને શાસ્ત્રાધારથી બોધ આપવો, એમ સામાયિકી કાળ વ્યતીત કરવો. મુનિરાજનો જો સમાગમ હોય તો આગમવાણી સાંભળવી અને તે મનન કરવી. તેમ ન હોય અને શાસ્ત્ર પારચય ન હોય તો વિચક્ષણ અભ્યાસી પાસેથી વૈરાગ્યબોધક કથન શ્રવણ કરવું: કિંવા કંઇ અભ્યાસ કરવો. એ સઘળી જોગવાઇ ન હોય તો કેટલોક ભાગ લક્ષ પૂર્વક કાયોત્સર્ગમાં રોકવો; અને કેટલોક ભાગ મહાપુરુષોનાં ચરિત્ર, કથામાં ઉપયોગપૂર્વક રોકવો; પરંતુ જેમ બને તેમ વિવેકથી અને ઉત્સાહથી સામાયિકી કાળ વ્યતીત કરવો. કંઇ સાહિત્ય ન હોય તો પંચ પરમેષ્ઠિમંત્રનો જાપ જ ઉત્સાહપૂર્વક કરવો. પણ વ્યર્થ કાળ કાઢી નાંખવો નહિ. ધીરજથી, શાન્તિથી અને યત્નાથી સામાયિક કરવું. જેમ બને તેમ સામાયિકમાં શાસ્ત્રપરિચય વધારવો. સાઠઘડીના અહોરાત્રિમાંથી બે ઘડી અવસ્ય બચાવી સામાયક તો સદ્ભાવથી કરવું. इति शुभम् ॥

॥ ॐ अर्हं नमः ॥

## मंगलाचरण.

अर्हंतो भगवंत इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिता,
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥

અર્થ—ઇંદ્રોથી પૂજાયેલા અરિહંત ભગવાનો, સિદ્ધિમાં રહેલા સિદ્ધો, જિનશાસનની ઉન્નતિ કરનાર આચાર્યો, પૂજ્ય ઉપાધ્યાયો અને શ્રીસિદ્ધાન્તોને સારી રીતે ભણેલા તથા રત્નત્રય ( સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર )ના આરાધક મુનિવરો–સાધુઓ–એ પાંચ પરમેષ્ઠી અમારૂં હમેશાં કલ્યાણ કરો !

# શ્રી સામાયિક સૂત્ર.

## पाठ १—नमुक्कारसुत्तं ।

*नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं ॥

### चूलिका ।

एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलम् ॥

### શબ્દાર્થ પાઠ-નમસ્કાર સૂત્ર.

નમો — નમસ્કાર

---

### संस्कृत छाया.

*नमोऽर्हद्भ्यः, नमः सिद्धेभ्यः, नम आचार्येभ्यः,
नम उपाध्यायेभ्यः, नमो लोके सर्वसाधुभ्यः ॥

एष पञ्चनमस्कारः, सर्वपापप्रणाशनः ।
मङ्गलानां च सर्वेषां, प्रथमं भवति मङ्गलम् ॥

| | |
|---|---|
| †૧. અરિહંતાણં, | +અરિહંતોને. |
| ૨. નમો સિદ્ધાણં, | સિદ્ધોને નમસ્કાર. |
| ૩. નમો આયરિયાણં, | આચાર્યોને નમસ્કાર. |
| ૪. નમો ઉવજ્ઝાયાણં, | ઉપાધ્યાયોને નમસ્કાર. |
| નમો | નમસ્કાર |
| લોએ | લોકમાં [ વર્તમાન ] |
| સવ્વ- | સર્વ, બધા |
| ૫. સાહૂણં. | સાધુઓને. |

## ચૂલિકાના શબ્દાર્થ.

| | |
|---|---|
| એસો | આ |
| પંચનમુક્કારો, | પાંચ [પરમેષ્ઠિ]ને કરેલો નમસ્કાર |
| સવ્વપાવપ્પણાસણો; | સર્વ પાપોનો નાશ કરનાર:છે; |
| મંગલાણં | મંગલોમાં |
| ચ | અને |
| સવ્વેસિં, | સર્વ |
| પઢમં | પ્રથમ, મુખ્ય. |
| હવઇ | છે |
| મંગલં. | મંગલ. |

## ભાવાર્થ પાઠ–નમસ્કાર સૂત્ર.

શ્રી અરિહંત ભગવાન્, શ્રી સિદ્ધ ભગવાન્, શ્રી આચાર્ય

† આ ૧, ૨, ૩, ૪, ૫–સંખ્યા, સંપદાના ચિહ્નો છે; સંપદા એટલે વિશ્રામસ્થાન; જેને વિષે કંઇ વિશ્રામ પામે તેને વિશ્રામસ્થાન કહેવાય.

+ 'અરિહંત' શબ્દના ૧૧૦ અર્થ થાય છે તેને માટે મારૂં 'सामाइयसुत्तं' પુસ્તક પ્રકટ થવાનું છે.

મહારાજ, શ્રી ઉપાધ્યાય મહારાજ અને અઢીદ્વીપરૂપ લોકમાં વર્તમાન સર્વ સાધુઓ-એ પાંચ પરમેષ્ઠિઓને મારો નમસ્કાર હો.

આ પંચ પરમેષ્ઠીને કરેલો નમસ્કાર, સર્વ પાપોનો નાશ કરનાર તથા સર્વ પ્રકારના લૌકિક અને લોકોત્તર મંગલોમાં પ્રધાન મંગલ છે.

## +पाठ २–गुरु वन्दणसुत्तं ।

*तिक्खुत्तो आयाहिणं पयाहिणं [ करेमि ] । वन्दामि नमंसामि सक्कारेमि सम्माणेमि कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासामि ॥

### શબ્દાર્થ પાઠ–ગુરુવન્દન સૂત્ર.

| | |
|---|---|
| તિક્ખુત્તો | ત્રણવાર |
| આયાહિણં | જમણી બાજુથી (આરંભીને) |
| પયાહિણં | [ જમણી બાજુ જતી ] પ્રદક્ષિણા |
| ૧. કરેમિ; | કરૂં છું |
| ૨. વન્દામિ; | સ્તુતિ [ ગુણવાદ ] કરૂં છું; |
| ૩. નમંસામિ; | નમસ્કાર કરૂં છું; |
| સક્કારેમિ, | સત્કાર કરૂં છું, આદર આપું છું, |

+ આ મધ્યમ વન્દના સૂત્ર છે. *બત્રીશ દોષ ટાળીને ગુરુને વન્દન કરવું જોઇએ.

### संस्कृत छाया.

*त्रिकृत्व आदक्षिणं प्रदक्षिणं [ करोमि ] । वन्दे, नमस्यामि सत्करोमि, सन्मान्ये, कल्याणम्, मङ्गलम्, दैवतम्, चैत्यम् पर्युपासे ॥

× બત્રીશ દોષના નામ परिशिष्टમાં આપેલા છે.

| | |
|---|---|
| ૪. સમ્માણેમિ; | સન્માન આપું છું; |
| કલ્લાણં | કલ્યાણરૂપ, કલ્યાણના હેતુ |
| મંગલં | મંગલરૂપ |
| દેવયં | દૈવતરૂપ, ધર્મદેવરૂપ |
| ચેઇયં | જ્ઞાનવંત [ એવા આપની ] |
| ૫. પજ્જુવાસામિ. | સેવા કરૂં છું. |

### ભાવાર્થ પાઠ–ગુરુવન્દન સૂત્ર.

બે હાથ જોડી જમણી બાજુથી શરૂ કરીને ફરી જમણી બાજુ સુધી આવર્તનથી ત્રણ વાર પ્રદક્ષિણા કરૂં છું; સ્તુતિ કરૂં છું; પંચાંગ નમાવી નમસ્કાર કરૂં છું. હે પૂજ્યો ! આપને સત્કાર દઉં છું, સન્માન આપું છું; આપ કલ્યાણરૂપ, મંગલરૂપ, ધર્મદેવ સ્વરૂપ અને જ્ઞાનવંત છો તેથી આપની મન, વચન અને કાયાવડે સેવા કરૂં છું અર્થાત્ ભકિત કરૂં છું.

---

## पाठ ३–इरियावहियं सुत्तं ।

[ इच्छाकारेण संदिसह भगवन् ! इरियावहियं पडिक्कमामि । इच्छं ] ॥

इच्छामि पडिक्कमिउं इरियावहियाए विराहणाए । गमणागमणे, पाणक्कमणे, बीयक्कमणे, हरियक्कमणे, ओसा–

---

### संस्कृत छाया

[ इच्छाकारेण संदिशत भगवन् ! ईर्यापथिकीं प्रतिक्रमामि । इच्छामि ] ॥

इच्छामि प्रतिक्रमितुं ईर्यापथिकायाः विराधनायाः । गमनागमने, प्राणाक्रमणे, बीजाक्रमणे, हरिताक्रमणे, अवश्यायो-

**उत्तिंग-पणग-दग-मट्टी-मक्कडासंताणा-संकमणे जे मे जीवा विराहिया-एगिंदिया, बेइंदिया, तेइंदिया, चउरिंदिया, पंचिंदिया, अभिहया, वत्तिया, लेसिया, संघाइया, संघट्टिया, परियाविया, किलामिया, उद्दविया, ठाणाओ ठाणं संकामिया, जीवियाओ ववरोविया तस्स मिच्छा मि दुक्कडं ॥**

### શબ્દાર્થ પાઠ-ઇરિયાવહિયં સૂત્ર.

| | |
|---|---|
| **ઇચ્છાકારેણ** | [ આપની ] ઇચ્છાપૂર્વક |
| **સંદિસહ** | આજ્ઞા આપો |
| **ભગવન્ !** | હે પૂજ્ય ગુરુ મહારાજ ! [ થયેલી ક્રિયાને |
| **ઇરિયાવહિયં** | ઇર્યાવહીને, રસ્તાપર ચાલવા વગેરેથી |
| **પડિક્કમામિ;** | પ્રતિક્રમું, પાપથી પાછો વળું; |
| **૧. ઇચ્છં;** | આજ્ઞા પ્રમાણ છે; |
| **ઇચ્છામિ** | ઇચ્છું છું |
| **પડિક્કમિઉં** | નિવર્તવાને, છૂટવાને |

---

त्तिङ्गपनकोदकमृत्तिकामर्कटसन्तानसंक्रमणे ये मया जीवा विराधिताः-एकेन्द्रियाः, द्वीन्द्रियाः, त्रीन्द्रियाः, चतुरिन्द्रियाः, पञ्चेन्द्रियाः, अभिहताः, वर्तिताः, श्लेषिताः, संघातिताः, संघट्टिताः, परितापिताः, क्लमिताः, अवद्राविताः, स्थानात् स्थानं संक्रमिताः, जीवितात् व्यपरोपिताः तस्य मिथ्या मे दुष्कृतम् ॥

શિષ્ય-**इच्छाकारेण संदिसह भगवन् ! इरियावहियं पडिक्क-मामि** । [ હે પૂજ્ય ગુરુ મહારાજ ! આપની ઇચ્છાપૂર્વક અને આજ્ઞા આપો કે જેથી માર્ગમાં ચાલતાં જે પાપ લાગ્યું હોય તેનાથી નિવર્તું. ]

| | |
|---|---|
| **ઇરિયાવહિયાએ** | ઈર્યાપથ સંબંધી, રસ્તાપર ચાલવા વગે- |
| **૨. વિરાહણાએ;** | વિરાધના થકી, હિંસા થકી; [રેથી થયેલી |
| **૩. ગમણાગમણે,** | જતાં આવતાં, |
| **પાણક્કમણે,** | પ્રાણીઓ [ જીવ ] ને પગવડે પીડા દેતાં, |
| *** બીયક્કમણે,** | બીજો કચરતાં, બિયાં કચરતાં, |
| *** હરિયક્કમણે,** | વનસ્પતિ કચરતાં–ખૂંદતાં, |
| *** ઓસા–** | અવશ્યાય, ઝાકળ, |
| *** ઉત્તિંગ–** | ‡ ગધ્ધૈયાં, કીડિયારાં, |
| *** પણગ–** | સેવાળ–પાંચ વર્ણની લીલફૂલ, |
| *** દગ–** | [ સચિત્ત ] પાણી, |
| *** મટ્ટી–** | [ સચિત્ત ] માટી |

*** મક્કડા સંતાણા**–કરોળિયાના જાળા–પડ

| | |
|---|---|
| **૪. સંકમણે,** | ચાંપતાં, દબાવતાં, |
| **જે** | જે કોઇ |
| **મે** | મારાવડે |
| **જીવા** | જીવો |
| **૫. વિરાહિયા** | પીડા પામ્યા હોય, દુઃખિત થયા હોય |
| **એગેંદિયા,** | એક ઇંદ્રિયવાળા, |
| **બેઇંદિયા,** | બે ઇંદ્રિયવાળા, |

---

ગુરુ— **पडिक्कमह** ! [ તું પ્રતિક્રમણ કર ! ]

શિષ્ય—**इच्छं** ! [ આપની આજ્ઞા પ્રમાણ છે ]

* જેમ આપણામાં જીવ છે તેમ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ વગેરેમાં પણ જીવ છે.

‡ ગધ્ધૈયું ગોક્ષાળામાં ઉપજે છે, એનો વર્ણ શ્વેત હોય છે.

| | |
|---|---|
| તેઇંદિયા, | ત્રણ ઇંદ્રિયવાળા, |
| ચઉરિંદિયા, | ચાર ઇંદ્રિયવાળા, |
| ૬. પંચિંદિયા; | પાંચ ઇંદ્રિયવાળા; |
| અભિહયા, | પગથી દબાયેલ હોય, લાતથી મારેલ- [ હોય, |
| વત્તિયા, | [ ધૂળે ] ઢંકાયા હોય, |
| લેસિયા, | મસળાયા હોય, પીસાયા હોય, |
| સંઘાઇયા, | એકઠાં કરાયા હોય, અથડાવી દેવાયા [ હોય, |
| સંઘટ્ટિયા, | સ્પર્શ કરાયેલ હોય, |
| પરિયાવિયા, | કષ્ટ પમાડ્યા હોય, સર્વત્ર પીડાયા હોય, |
| કિલામિયા, | ખેદ પમાડ્યા હોય, ગ્લાનિ પમાડ્યા હોય, |
| ઉદ્દવિયા, | ત્રાસ પમાડ્યા હોય, ડરાવેલ હોય, |
| ઠાણાઓ | [ એક ] ઠેકાણે [ સ્થાને ] થી |
| ઠાણં | [ બીજે ] ઠેકાણે [ સ્થાને ] |
| સંકામિયા, | મૂકાયા હોય, |
| જીવિયાઓ | જીવિતથી, જીવનથી } મરણ પમાડ્યા હોય |
| વવરોવિયા | જુદા કરાયેલ હોય } |
| તસ્સ | તે સંબંધી |
| મિચ્છા | મિથ્યા થાઓ, નિષ્ફલ થાઓ |
| મિ | મારું |
| ૭. દુક્કડં. | દુષ્કૃત, પાપ. |

---

આ પાઠની ૮ સંપદા છે તેમાંથી સાત અહીં ગણાવી અને આઠમી હવે પછીના પાઠમાં સંબંધયુક્ત હોવાથી તે સ્થાને દર્શાવી છે.

## ભાવાર્થ પાઠ-ઇરિયાવહિયં સૂત્ર.

માર્ગમાં હરવાં-ફરવાં વગેરેથી જે વિરાધના [ જીવ હિંસાદિક પાપ ] થાય છે તેનાથી અથવા તે વડે લાગતા અતિચારથી હું નિવૃત્ત થવાને ઇચ્છું છું અર્થાત્ હવે પછી એવી વિરાધના ન થાય તે સંબંધી સાવધાની રાખી તેનાથી બચવાને ઇચ્છું છું.

જતાં આવતાં મેં ગતકાળમાં કોઇ જીવના ઇંદ્રિય આદિ પ્રાણોને દબાવી, સચિત્ત બીજ તથા હરિત-વનસ્પતિ કચરી, ઝાકળ, કીડિયારૂં, પાંચ વર્ણની લીલફૂલ, સચિત્ત જળ, સચિત્ત માટી અને કરોળિયાની જાળને [ આક્રમણ કરતાં ] ચાંપતાં કોઈ જીવની વિરાધના કરી હોય—જેવાં કે એક ઇંદ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા અને પાંચ ઇંદ્રિયવાળા જીવોને લાતે માર્યા હોય, ધૂળ આદિથી ઢાંકયા હોય, જમીનપર અથવા પરસ્પર મસળ્યાં હોય, એકઠાં કરવાથી પરસ્પર અથડાયા હોય, સ્પર્શ કરી દુઃખી કર્યા હોય, પરિતાપ [ કષ્ટ ] આપ્યા હોય, ખેદ ઉપજાવ્યા હોય, ત્રાસ પમાડયા હોય, એક ઠેકાણેથી બીજે ઠેકાણે બૂરી રીતે મૂકયા હોય, છેવટે કોઈપણ રીતિએ તેઓને મરણ-શરણ કર્યા હોય તે સંબંધી મારા પાપ નિષ્ફળ થાઓ અર્થાત્ જાણે અજાણ્યે વિરાધના વગેરેથી કષાયદ્વારા મેં જે પાપ-કર્મ બાંધ્યા હોય તેના માટે હું હૃદયથી પશ્ચાત્તાપ કરૂં છું કે જેથી કોમળ પરિણામ દ્વારા પાપ-કર્મ નીરસ થઈ જાય અને મારે તેના ફળ ભોગવવા ન પડે.

## पाठ ४–तस्स उत्तरी सुत्तं।

* तस्स उत्तरीकरणेणं, पायच्छित्तकरणेणं, विसोही-करणेणं, विसल्लीकरणेणं, पावाणं कम्माणं निग्घायणट्ठाए ठामि काउस्सग्गं ॥

अन्नत्थ ऊससिएणं, नीससिएणं, खासिएणं, छीएणं, जंभाइएणं, उड्डुएणं, वायनिसग्गेणं, भमलीए, पित्तमुच्छाए, सुहुमेहिं अंगसंचालेहिं, सुहुमेहिं खेलसंचालेहिं, सुहुमेहिं दिट्ठिसंचालेहिं, एवमाइएहिं आगारेहिं अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो।

जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि ताव

---

### संस्कृत छाया.

तस्योत्तरीकरणेन, प्रायश्चित्तकरणेन, विशोधिकरणेन, विशल्यीकरणेन, पापानां कर्मणां निर्घातनार्थाय तिष्ठामि कायोत्सर्गम् ॥

अन्यत्रोच्छ्वसितेन, निःश्वसितेन, कासितेन, क्षुतेन, जृम्भितेन, उद्गारितेन, वातनिसर्गेण, भ्रमर्या, पित्तमूर्च्छया, सूक्ष्मैरङ्गसंचालैः, सूक्ष्मैः श्लेष्मसंचालैः, सूक्ष्मैर्दृष्टिसंचालैः एवमादिभिराकारैरभग्नोऽविराधितो भवतु मम कायोत्सर्गः।

यावदर्हतां भगवतां नमस्कारेण न पारयामि तावत्

काय ‡ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि ॥

## શબ્દાર્થ પાઠ–તસ્સ ઉત્તરી સૂત્ર.

| | |
|---|---|
| તસ્સ | * તેને [વવા નિમિત્તે. |
| ઉત્તરીકરણેણં, | વિશેષ શુદ્ધ કરવા માટે, ઉત્કૃષ્ટ બના- |
| પાયચ્છિત્તકરણેણં, | પ્રાયશ્ચિત્ત–આલોચના કરવા માટે, |
| વિસોહીકરણેણં, | વિશેષ શુદ્ધિ કરવા માટે, |
| વિસલ્લીકરણેણં, | + શલ્યરહિત કરવા માટે, |
| પાવાણં | પાપ [ સંસાર નિબંધન ] રૂપ |
| કમ્માણં | કર્મોને |
| નિગ્ઘાયણટ્ઠાએ | નાશ કરવા માટે |
| ઠામિ | કરૂં છું |
| ૮. કાઉસ્સગ્ગં. | કાયોત્સર્ગ [ એકચિત્તે શરીર અને વચનના વ્યાપારનો ત્યાગ ]. |
| અન્નત્થ | અન્ય ક્રિયાઓ દ્વારા, અન્યત્ર |
| ઊસસિએણં, | ઊંચો શ્વાસ લેવાથી, ઉચ્છ્વાસથી, |
| નીસસિએણં, | નીચો શ્વાસ મૂકવાથી, |
| ખાસિએણં, | ઉધરસ આવવાથી, |
| છીએણં, | છીંક આવવાથી, |

---

कायं स्थानेन मौनेन ध्यानेनात्मीयं व्युत्सृजामि ॥

‡ ठाणेणं થી वोसिरामि સુધીના શબ્દો ધર્મક્રિયા કરતી વખતે મનમાં બોલવા.

* ઇરિયાવહી કર્યા છતાં પણ કાંઇક અશુદ્ધ રહ્યો હોય એવા આત્માને.

+ શલ્ય ત્રણ છે–માયાશલ્ય [ કપટ ], નિદાનશલ્ય [ ફળની ઇચ્છા ], મિથ્યાત્વશલ્ય [ કુદેવ, કુગુરુ અને કુધર્મમાં શ્રદ્ધા; કદાગ્રહ ].

| | |
|---|---|
| **જંભાઇએણું,** | બગાસું આવવાથી, |
| **ઉડ્ડુએણં,** | ઓડકાર આવવાથી, |
| **વાયનિસગ્ગેણું,** | વા છૂટ થવાથી, અપાનવાયુ સરવાથી, |
| **ભમલીએ,** | ચક્કર આવવાથી, ચકરીથી, |
| **૧. પિત્તમુચ્છાએ;** | પિત્તના પ્રકોપવડે મૂર્ચ્છા આવવાથી, બેભાન થવાથી, |
| **સુહુમેહિં** | સૂક્ષ્મપણે-જરા |
| **અંગસંચાલેહિં,** | શરીર હલવાથી, |
| **સુહુમેહિં** | સૂક્ષ્મપણે-જરા |
| **ખેલસંચાલેહિં,** | કફ-થૂંક વગેરે ગળવાવડે થતા સંચારથી, |
| **સુહુમેહિં** | સૂક્ષ્મપણે-જરા |
| **૨.દિટ્ઠિસંચાલેહિં.** | દૃષ્ટિના સંચારથી, આંખ ઉઘાડવા બીડવાથી |
| **એવમ્** | એ |
| **આઇએહિં** | † વગેરે |

† 'વગેરે' એટલે ઉપરોક્ત બાર આગારો ઉપરાન્ત બીજા તેના જેવા; આના માટે પૂર્વાચાર્યોએ મુખ્ય ચાર કારણો દર્શાવ્યાં છે. જેવાં કેઃ— ૧ આગ, સર્પ, સિંહ, આદિનો ઉપદ્રવ, ૨ બિલાડી ઉંદર પાછળ દોડતી હોય એટલે કે દૃષ્ટિ આગળ પંચેન્દ્રિય જીવનું છેદન-ભેદન થતું હોય, ૩ વીજળીનો અસહ્ય ઝબકારો, ૪ ચોર, લૂંટારાની ધાડ, રાજાદિનો ત્રાસ—આવા પ્રસંગોમાં વધારે ગભરાટ થવાથી ધર્મધ્યાનની હાનિ થાય છે.

કાયોત્સર્ગમાં સૌની શક્તિ સરખી નહિ હોવાના કારણે આ આગારો રાખવામાં આવ્યા છે. જે કમતાકાત હોય તે આ પ્રસંગોમાં ગભરાવાના કારણે આર્તધ્યાન [ રોકકળ ] કરવા લાગી જાય છે; એટલા માટે એવા અધિકારીઓ નિમિત્તે આવા આગારોની છૂટ આવશ્યક છે; આગાર રાખવામાં અધિકારી ભેદ જ મુખ્ય કારણ છે.

| | |
|---|---|
| **આગારેહિં** | આગારોથી, છૂટથી, અપવાદોથી |
| **અભગ્ગો** | અભગ્ન, ભાંગ્યા વગરનો |
| **અવિરાહિઓ** | અવિરાધિત, ખંડિત થયા વગરનો |
| **હુજ્જ** | હજો |
| **મે** | મારો |
| ૩. **કાઉસ્સગ્ગો;** | કાયોત્સર્ગ; |
| **જાવ** | જ્યાં સુધી, યાવત્ |
| **અરિહંતાણં** | અરિહંતોને, અર્હંતોને |
| **ભગવંતાણં** | ભગવંતોને, ભગવાનોને |
| **નમુક્કારેણં** | નમસ્કાર કરીને [ કાયોત્સર્ગ ] |
| **ન** | ન |
| ૪. **પારેમિ** | પારું, પૂર્ણ કરૂં |
| **તાવ** | ત્યાં સુધી, તાવત્ |
| ***કાયં** | કાયાને, શરીરને |
| **ઠાણેણં** | સ્થિર સ્થાનવડે, સ્થિર રાખીને |
| **મોણેણં** | મૌન રહીને, અબોલ રહીને |
| **ઝાણેણં** | [ શુભ ] ધ્યાનવડે |
| ***અપ્પાણં** | મારી, પોતાની |
| ૫. **વોસિરામિ,** | અલગ રાખું છું, દૂર રાખું છું. |

## ભાવાર્થ પાઠ—તસ્સ ઉત્તરી સૂત્ર.

ઈર્યાપથિકી ક્રિયાદ્વારા પાપ-મળ લાગવાના કારણથી આત્મા મલિન થયો; તેની શુદ્ધિ મેં 'મિચ્છા મિ દુક્કડં' દ્વારા કરી છે; તથાપિ પરિણામ પૂર્ણ શુદ્ધ નહિ હોવાથી આત્મા અધિક નિ-

* કાયં અપ્પાણું=અપ્પાણું કાયં; અપ્પાણં કાયં=મારી કાયાને.

ર્મળ ન થયો હોય તો તેને અધિક નિર્મળ કરવા નિમિત્તે તેના ઉપર વારંવાર સારા સંસ્કાર પાડવા જોઇએ. એના માટે પ્રાયશ્ચિત્ત કરવું આવશ્યક છે. પ્રાયશ્ચિત્ત પણ પરિણામની વિશુદ્ધિ સિવાય થઇ શકે નહિ તેથી પરિણામ વિશુદ્ધિ આવશ્યક છે. પરિણામની વિશુદ્ધિ માટે શલ્યોનો ત્યાગ જરૂરી છે. શલ્યોનો ત્યાગ અને અન્ય સર્વ પાપ-કર્મોનો નાશ કાયોત્સર્ગથી જ થઇ શકે છે એટલા માટે હું કાયોત્સર્ગ કરૂં છું.

[ કેટલાક આગારોનું કથન તથા કાયોત્સર્ગના અખંડિતપણાની ચાહના ] ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, ખાંસી, છીંક, બગાસું, ઓડકાર, વાત-નિસર્ગ, ચકરી, પિત્ત-પ્રકોપથી મૂર્છા, સૂક્ષ્મ અંગ-સંચાર, સૂક્ષ્મ કફ-સંચાર, સૂક્ષ્મ દૃષ્ટિ-સંચાર-આ અને આના જેવી સ્વાભાવિકપણે થતી અન્ય ક્રિયાઓ કે જેને રોકવાથી અશાન્તિનો સંભવ હોય તેવી થતી રહે તોપણ ×કાયોત્સર્ગ અભંગ જ છે; પરંતુ તે સિવાય અન્ય ક્રિયાઓ કે જે સ્વયમેવ થતી નથી-જેનું કરવું, રોકવું ઇચ્છાને આધીન છે-તે ક્રિયાઓથી મારો કાયોત્સર્ગ અખંડિત રહે અર્થાત્ અપ-

---

કાયોત્સર્ગનો વિધિ.

× કાયોત્સર્ગ જિનમુદ્રાએ રહીને કરવો જોઇએ. જિનમુદ્રા એટલે ઉભા રહીને આગલા ભાગમાં પગના બે અંગુઠા વચ્ચે ચાર આંગળ અને પાછલા ભાગમાં બે પાનીઓ વચ્ચે ચાર આંગળથી ઓછો અંતર રાખવો. આંખોને નાકના અગ્ર ભાગ ઉપર સ્થિર કરવી, જીભને તાળવે અડકાડવી, મંદ શ્વાસ નાસિકાદ્વારા લેવો. ' ઇરિયાવહિયં સૂત્ર ' એકાગ્રચિત્તે ચિંતવવું. આ રીતે કરવાથી કાયોત્સર્ગ ઉત્તમ થાય છે. કાયોત્સર્ગમાં * ૧૯ દોષ લાગવા જોઇએ નહિ.

---

* ઓગણીશ દોષના નામ ' પરિશિષ્ટ ' માં આપેલા છે.

વાદભૂત ક્રિયાઓ સિવાય અન્ય કોઇપણ ક્રિયા મને ન હો અને એથી મારો કાયોત્સર્ગ સર્વથા અભંગ રહે એ મારી અભિલાષા છે.

[ કાયોત્સર્ગનું કાલ-પરિમાણ અને તેની પ્રતિજ્ઞા ] હું અરિહંત ભગવાનોને 'નમો અરિહંતાણં' શબ્દદ્વારા નમસ્કાર કરી કાયોત્સર્ગ પૂર્ણ ન કરૂં ત્યાંસુધી શરીરથી નિશ્ચલ બની, વચનથી મૌન રહી અને મનથી શુભ ધ્યાન ધરી સર્વ પાપકારી ક્રિયાઓથી પાછો હઠું છું-કાયોત્સર્ગ કરૂં છું.

## पाठ ५-लोगस्स सूत्र।

लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे।
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली ॥ १ ॥

उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥

सुविहिं च पुप्फदंतं, सीअलसिज्जंसवासुपुज्जं च।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥३॥

---

### संस्कृत छाया.

लोकस्योद्योतकरान्, धर्मतीर्थकरान् जिनान्।
अर्हतः कीर्तयिष्यामि, चतुर्विंशतिमपि केवलिनः ॥१॥

ऋषभमजितं च वन्दे, संभवमभिनन्दनं च सुमतिं च।
पद्मप्रभं सुपार्श्वं, जिनं च चन्द्रप्रभं वन्दे ॥ २ ॥

सुविधिं च पुष्पदन्तं, शीतलश्रेयांसवासुपूज्यं च।
विमलमनन्तं च जिनं, धर्मं शान्तिं च वन्दे ॥ ३ ॥

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

एवं मए अभिथुआ, विहुयरयमला पहीणजरमरणा ।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥५॥

कित्तियवंदियमहिया, जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥

चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ।

## શબ્દાર્થપાઠ–લોગસ્સ સૂત્ર.

લોગસ્સ — લોકના ( લોક વિષે ); પાંચ અસ્તિ-કાય જેમાં રહેલ છે એવા લોકના

---

कुन्थुमरं च मल्लिं, वन्दे मुनिसुव्रतं नमिजिनं च ।
वन्देऽरिष्टनेमिं, पार्श्वं तथा वर्धमानं च ॥ ४ ॥

एवं मयाऽभिष्टुता विधूतरजोमलाः प्रहीणजरामरणाः ।
चतुर्विंशतिरपि जिनवरास्तीर्थकरा मे प्रसीदन्तु ॥ ५ ॥

कीर्तितवन्दितमहिता य एते लोकस्योत्तमाः सिद्धाः ।
आरोग्यबोधिलाभं, समाधिवरमुत्तमं ददतु ॥ ६ ॥

चन्द्रेभ्यो निर्मलतरा आदित्येभ्योऽधिकं प्रकाशकराः ।
सागरवरगंभीराः, सिद्धाः सिद्धिं मम दिशन्तु ॥ ७ ॥

| | |
|---|---|
| १. उज्जोअगरे, | प्रकाश करनार, केवलज्ञान [रूपी दीवा]थी भाव-उद्योत करनार. |
| धम्मतित्थयरे | धर्म-तीर्थना करनारने, धर्म जे तीर्थमां प्रधान छे ते करवानुं शील छे जेनुं ते धर्म-तीर्थंकरने |
| २. जिणे, | जिनने, राग-द्वेषना जीतनारने |
| अरिहंते | अरिहंतोने, अर्हंतोने |
| ३. कित्तइस्सं, | हुं स्तवीश, स्तुति करीश, |
| चउवीसंपि | चोवीशे, चोवीश तथा अन्य पण |
| ४. केवली. | केवलज्ञानीओने. |
| उसभं* | श्री ऋषभदेवने, |
| *अजिअं | श्री अजितनाथने |
| च | अने |
| ५. वन्दे, | स्तुति करुं छुं |
| संभवं* | श्री संभवनाथने |
| *अभिणंदणं | श्री अभिनंदनने |
| च | अने |
| सुमइं | श्री सुमतिनाथने |
| ६. च; | अने |
| पउमप्पहं | श्री पद्मप्रभने |
| ७. सुपासं, | श्री सुपार्श्वनाथने |
| जिणं | जिनने, राग-द्वेषना जितनारने |
| च | अने |

* आ पाठमां '*' निशानी संधी छूटी पाडयानी समजवी.

| | |
|---|---|
| ચંદપ્પહં | શ્રી ચંદ્રપ્રભને |
| ૮. વન્દે. | સ્તુતિ કરૂં છું |
| સુવિહિં | શ્રી સુવિધિનાથને |
| ચ | કે [ જેનું બીજું નામ ] |
| ૯. પુપ્ફદંતં, | શ્રી પુષ્પદંત છે તેને |
| સીઅલ- | શ્રી શીતલનાથને |
| સિજ્જંસ- | શ્રી શ્રેયાંસનાથને |
| વાસુપુજ્જં | શ્રી વાસુપૂજ્યને |
| ૧૦. ચ; | અને |
| વિમલં* | શ્રી વિમલનાથને |
| *અંણતં | શ્રી અનંતનાથને |
| ચ | અને |
| ૧૧. જિણું, | જિનને |
| ધમ્મં | શ્રીધર્મનાથને |
| સંતિં | શ્રીશાન્તિનાથને |
| ચ | અને |
| ૧૨. વંદામિ. | હું સ્તુતિ કરૂં છું |
| કુંથું | શ્રી કુંથુનાથને |
| અરં | શ્રી અરનાથને |
| ચ | અને |
| ૧૩. મલ્લિં, | † શ્રી મલ્લિનાથને |
| વન્દે | હું સ્તુતિ કરૂં છું |
| મુણિસુવ્વયં | શ્રી મુનિસુવ્રતને |
| નમિ- | શ્રી નમિનાથ |

† શ્રી મલ્લિનાથ પ્રભુ સ્ત્રી હતા. તે આશ્ચર્ય તરીકે મનાય છે.

| | |
|---|---|
| જિણં | જિનેશ્વરને |
| ૧૪. ચ; | અને |
| વંદામિ | સ્તુતિ કરૂં છું |
| ૧૫. રિટ્ઠનેમિં, | ÷શ્રી અરિષ્ટનેમિ [એટલે] નેમિનાથને |
| પાસં | શ્રી પાર્શ્વનાથને |
| તહ | તેમજ |
| વદ્ધમાણં | શ્રી વર્ધમાનને |
| ૧૬. ચ. | અને |
| એવં | એ પ્રમાણે |
| મએ | મારાથી |
| ૧૭. અભિથુઆ, | સ્તવાયેલા, |
| વિહુય- | ટાળ્યાં છે |
| રય- | [ કર્મ રૂપ ] રજ |
| મલા, | [ કર્મ રૂપ ] મેલ |
| પહીણ- | ક્ષીણ કર્યા છે |
| જર- | જરા, વૃદ્ધાવસ્થા, ઘડપણ |
| ૧૮. મરણા; | મરણ |
| ચઉવિસંપિ | ચોવીશે, ચોવીશ તથા અન્ય |
| ,૧૯. જિણવરા, | જિનેશ્વરો |
| તિત્થયરા | તીર્થંકરો |
| મે | મારા ઉપર |
| ૨૦. પસીયંતુ. | પ્રસન્ન થાઓ |
| કિત્તિય- | નામ વિશેષથી કીર્તન કરાયેલા |
| વંદિય- | સ્તુતિ કરાયેલા, |

÷ આ પ્રભુના બે નામ છે.

| | |
|---|---|
| ૨૧. **મહિયા,** | પૂજાયેલા |
| **જે** | જે |
| **એ** | આ |
| **લોગસ્સ** | લોકના |
| **ઉત્તમા** | પ્રધાન, ઉત્તમ |
| ૨૨. **સિદ્ધા;** | સિદ્ધો [ સિદ્ધ થયેલા છે તે ] |
| **આરુગ્ગ–** } | આરોગ્ય [ અર્થે ] |
| ૨૩. **બોહિલાભં,** } | જિન ધર્મની પ્રાપ્તિ |
| **સમાહિ** | સ્વાસ્થ્ય } નિર્વિકલ્પ |
| **વરં*** | પ્રધાન } |
| ***ઉત્તમં** | સર્વોત્કૃષ્ટ } સમાધિ. |
| ૨૪. **દિંતુ.** | આપો |
| **ચંદેસુ** | ચંદ્રોથી |
| ૨૫. **નિમ્મલયરા,** | વિશેષ નિર્મળ |
| **આઇચ્ચેસુ** | સૂર્યોથી |
| **અહિયં** | અધિક |
| ૨૬. **પયાસયરા;** | પ્રકાશ કરનારા |
| **સાગર -** | સમુદ્ર, દરિયા [ સમાન ] |
| **વર–** | મહાન્, મોટા |
| ૨૭. **ગંભીરા,** | ગંભીર |
| **સિદ્ધા** | સિદ્ધ ભગવંતો |
| **સિદ્ધિં** | પરમપદ, મોક્ષ |
| **મમ** | મને |
| ૨૮. **દિસંતુ.** | દેખાડો, આપો. |

## श्री तीर्थंकरोना माता, पिता, लांछन, वर्ण वगेरेनो कोठो.

| तीर्थंकर नाम. | पिता. | माता. | जन्म स्थान. | लांछन. | शरीर-मान. | आयुष्य. |
|---|---|---|---|---|---|---|
| १ ऋषभदेव | नाभि | मरुदेवी | अयोध्या | वृषभ | ५०० धनुष | ८४ लाख पूर्व |
| २ अजितनाथ | जितशत्रु | विजया | अयोध्या | हाथी | ४५० ,, | ७२ लाख ,, |
| ३ संभवनाथ | जितारि | सेना | श्रावस्ती | घोडो | ४०० ,, | ६० लाख ,, |
| ४ अभिनंदन | संवर | सिद्धार्था | अयोध्या | वानर | ३५० ,, | ५० लाख ,, |
| ५ सुमतिनाथ | मेघ | मंगला | अयोध्या | क्रौञ्च | ३०० ,, | ४० लाख ,, |
| ६ पद्मप्रभ | धर | सुसीमा | कौशाम्बी | पद्म | २५० ,, | ३० लाख ,, |
| ७ सुपार्श्वनाथ | प्रतिष्ठ | पृथ्वी | वाराणसी | स्वस्तिक | २०० ,, | २० लाख ,, |
| ८ चंद्रप्रभ | महसेन | लक्ष्मणा | चन्द्रपुरी | चन्द्र | १५० ,, | १० लाख ,, |
| ९ सुविधिनाथ | सुग्रीव | रामा | काकन्दी | मगर | १०० ,, | २ लाख ,, |
| १० शीतलनाथ | दृढरथ | नन्दा | भद्दिलपुर | श्रीवत्स | ९० ,, | १ लाख ,, |
| ११ श्रेयांसनाथ | विष्णुराज | विष्णु | सिंहपुर | गेंडो | ८० ,, | ८४ लाख वर्ष |
| १२ वासुपूज्य | वसुपूज्य | जया | चम्पा | पाडो | ७० ,, | ७२ लाख ,, |
| १३ विमलनाथ | कृतवर्मा | श्यामा | कांपिल्यपुर | सूवर | ६० ,, | ६० लाख ,, |
| १४ अनंतनाथ | सिंहसेन | सुयशा | अयोध्या | बाज | ५० ,, | ३० लाख ,, |
| १५ धर्मनाथ | भानु | सुव्रता | रत्नपुर | वज्र | ४५ ,, | १० लाख ,, |
| १६ शांतिनाथ | विश्वसेन | अचिरा | हस्तिनापुर | मृग | ४० ,, | १ लाख ,, |
| १७ कुन्थुनाथ | सूर | श्री | हस्तिनापुर | बकरो | ३५ ,, | ९५ हजार ,, |
| १८ अरनाथ | सुदर्शन | देवी | हस्तिनापुर | नंद्यावर्त | ३० ,, | ८४ हजार ,, |
| १९ मल्लिनाथ | कुम्भ | प्रभावती | मिथिला | कुम्भ | २५ ,, | ५५ हजार ,, |
| २० मुनिसुव्रत | सुमित्र | पद्मा | राजगृह | काचबो | २० ,, | ३० हजार ,, |
| २१ नमिनाथ | विजय | वप्रा | मिथिला | नीलकमल | १५ ,, | १० हजार ,, |
| २२ नेमिनाथ | समुद्रवि० | शिवादेवी | सौर्यपुर | शंख | १० धनुष | १ हजार ,, |
| २३ पार्श्वनाथ | अश्वसेन | वामा | वाराणसी | सर्प | ९ हाथ | १०० वर्ष. |
| २४ वर्द्धमान | सिद्धार्थ | त्रिशला | क्षत्रियकुंड | सिंह | ७ हाथ | ७२ वर्ष. |

श्रीपद्मप्रभ स्वामी अने श्रीवासुपूज्यना शरीरनो वर्ण लाल, श्रीचंद्रप्रभ अने श्रीसुविधिनाथना शरीरनो वर्ण सफेद, श्रीमल्लिनाथ अने पार्श्वनाथना शरीरनो वर्ण नील, श्रीमुनिसुव्रतस्वामी अने श्रीनेमिनाथ प्रभुना शरीरनो वर्ण श्याम अने बाकीना सोळ तीर्थंकरोना शरीरनो वर्ण सुवर्ण जेवो पीत हतो.

## ભાવાર્થ પાઠ-લોગસ્સ સૂત્ર.

[ તીર્થંકરોના સ્તવનની પ્રતિજ્ઞા ]-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ રૂપ ત્રણે જગતમાં ધર્મના પ્રકાશકો, ધર્મ-તીર્થના સ્થાપકો અને રાગ-દ્વેષ આદિ અંતરંગ શત્રુઓ પર વિજેતાઓ એવા ચોવીશ કેવલજ્ઞાની તીર્થંકરો તથા અન્ય તીર્થંકરોનું હું સ્તવન કરીશ-સ્તુતિ કરીશ.

[ સ્તવન ]-શ્રી ઋષભનાથ, શ્રીઅજિતનાથ. શ્રીસંભવનાથ, શ્રીઅભિનંદન, શ્રીસુમતિનાથ, શ્રીપદ્મપ્રભ, શ્રીસુપાર્શ્વનાથ શ્રીચંદ્રપ્રભ, શ્રીસુવિધિનાથ; શ્રીશીતલનાથ, શ્રીશ્રેયાંસનાથ, શ્રીવાસુપૂજ્ય, શ્રીવિમલનાથ, શ્રીઅનન્તનાથ, શ્રીધર્મનાથ, શ્રીશાન્તિનાથ, શ્રીકુંથુનાથ, શ્રીઅરનાથ, શ્રીમલ્લિનાથ, શ્રીમુનિસુવ્રત, શ્રી નમિનાથ, શ્રી અરિષ્ટનેમિ, શ્રી પાર્શ્વનાથ, શ્રી વર્ધમાનસ્વામી-આ ચોવીશ જિનેશ્વરોની હું સ્તુતિ કરૂં છું.

[ ભગવાનને પ્રાર્થના ]-જેઓની મેં સ્તુતિ કરી છે, જેઓ કર્મમલથી રહિત છે, જેઓ જરા, મરણ-બન્નેથી મુક્ત છે અને જેઓ તીર્થના પ્રવર્તક છે *તે ચોવીશ જિનેશ્વરો અને સામાન્ય કેવલજ્ઞાનીઓ પણ મારા ઉપર પ્રસન્ન થાઓ અર્થાત્ તેઓના આલંબનથી મારામાં પ્રસન્નતા હો.

જેઓનું કીર્તન, વન્દન અને પૂજન નરેન્દ્રો, નાગેન્દ્રો અને દેવેન્દ્રોએ પણ કર્યું છે, જેઓ સંપૂર્ણ લોકમાં ઉત્તમ છે અને જેઓ સિદ્ધિને પ્રાપ્ત થયા છે તે ભગવાનો મને ભાવ-આરોગ્ય માટે સમ્યક્ત્વ અને સમાધિના શ્રેષ્ટ વર આપો.

જેઓ સર્વ ચંદ્રોથી અધિક નિર્મળ છે, સર્વ સૂર્યોથી વિશેષ પ્રકાશમાન છે અને સ્વયંભૂરમણ નામક મહાસાગર સમાન ગંભીર છે તે સિદ્ધ ભગવાનો મને મોક્ષ દેખાડો અર્થાત્ તેઓના આલંબનથી મને મોક્ષ પ્રાપ્ત થાઓ.

---

* અને સામાન્ય કેવલીઓને વિષે શ્રેષ્ઠ એવા ચોવીશે તીર્થંકરો, મારા ઉપર પ્રસન્ન થાઓ-આ અર્થ પણ થાય.

## पाठ ६–करोमि भंते सूत्र ।

×[ દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચક્ખાણ; ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાળથકી બે ઘડી, ઉપરાન્ત ન પારૂં ત્યાંસુધી, ભાવથકી છ કોટીએ પચ્ચક્ખાણ ]

करेमि भंते ! सामाइयं । सावज्जं जोगं पच्चक्खामि । जावनियमं पज्जुवासामि, दुविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि । तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥

### શબ્દાર્થ પાઠ–કરેમિ ભંતે સૂત્ર.

| | |
|---|---|
| કરેમિ | કરૂં છું |
| ભંતે ! | હે પૂજ્ય ! |
| ૧. સામાઇયં; | સામાયિક, સમભાવના લાભવાળું વ્રત |
| સાવજ્જં | સાવદ્ય, પાપકારી, |

---

**संस्कृत छाया.**

करोमि भदन्त ! सामायिकम् । सावद्यं योगं प्रत्याख्यामि । यावन्नियमं पर्युपासे, द्विविधं त्रिविधेन मनसा वाचा कायेन न करोमि न कारयामि । तस्य भदन्त ! प्रतिक्रामामि, निन्दामि, गर्हे, आत्मानं व्युत्सृजामि ॥

× આ [ ] માંનો પાઠ જુની હસ્તલિખિત પ્રતોમાં નથી; તેમજ મારવાડ, મેવાડ, રાજપૂતાના, પંજાબ તરફ બોલવાનો રિવાજ નથી.

| | |
|---|---|
| **જોગં** | યોગને, વ્યાપારને, પ્રવૃત્તિને |
| ૨. **પચ્ચક્ખામિ** | તજું છું, ત્યાગ કરું છું, નિષેધું છું; |
| **જાવ** | જ્યાંસુધી |
| **નિયમં** | [ આ ] નિયમને |
| **પજ્જુવાસામિ,** | સેવું, પાલન કરું [ ત્યાંસુધી ] |
| **દુવિહં** | બે પ્રકારે [ બે કરણે ] |
| **તિવિહેણં** | ત્રણ પ્રકારે [ ત્રણ યોગે ] |
| **મણેણં** | મનવડે } ત્રણ યોગ. |
| **વાયાએ** | વાણીવડે, વચનથી } ત્રણ યોગ. |
| **કાએણં** | કાયાવડે, શરીરથી } ત્રણ યોગ. |
| **ન** | નહિ |
| **કરેમિ** | હું કરું [પાપ-વ્યાપાર] } બે કરણ. |
| **ન** | નહિ } બે કરણ. |
| ૩. **કારવેમિ;** | કરાવું [ પાપ-પ્રવૃત્તિ ] } બે કરણ. |
| **તસ્સ** | તેને [ પાપ-વ્યાપારને ], તેથી |
| **ભન્તે !** | હે પૂજ્ય !, હે સ્વામિન્ ! |
| **પડિક્કમામિ,** | પ્રતિક્રમણ કરું છું, નિવર્તું છું, |
| **નિંદામિ,** | [ આત્મ-સાક્ષીએ ] નિંદું છું, |
| **ગરિહામિ,** | [ ગુરુ સમક્ષ ] ગર્હા-વિશેષ નિંદા કરું છું, |
| **અપ્પાણં** | આત્માને [ તે પાપ-વ્યાપારથી ] |
| ૪. **વોસિરામિ.** | વોસરાવું છું, દૂર રાખું છું, હઠાવું છું. |

**ભાવાર્થપાઠ-કરેમિ ભંતે ! સૂત્ર.**

હે પૂજ્ય ! [ તમારી સાક્ષીએ ] હું સામાયિક વ્રત ગ્રહણ કરું છું; સર્વ જીવ પ્રત્યે સમભાવ અને જ્ઞાન-દર્શન-ચારિત્રનો લાભ એ જ સામાયિક છે; તેથી હું પાપ-વ્યાપારનો ત્યાગ કરું છું.

જ્યાંસુધી હું આ નિયમનું પાલન કરતો રહું ત્યાંસુધી મન, વચન અને શરીર–એ ત્રણ સાધનો વડે હું પોતે પાપ-વ્યાપાર કરૂં નહિ તેમજ અન્ય પાસે કરાવું નહિ.

હે સ્વામિન્ ! હું પૂર્વ-કૃત પાપથી નિવૃત્ત થાઉં છું, હૃદયથી તેને નિંદ્ય સમજું છું અને ગુરુની સમક્ષ તેની ગર્હા [ વિશેષ નિંદા ] કરૂં છું; એવી રીતે હું મારા આત્માને પાપ ક્રિયાથી દૂર રાખું છું.

## पाठ ७–नमुत्थु णं सुत्तं।

नमुत्थु णं अरिहंताणं, भगवंताणं। आइगराणं, तित्थ-यराणं, सयं-संबुद्धाणं। पुरिसुत्तमाणं, पुरिस-सीहाणं, पु-रिस-वर-पुंडरीआणं, पुरिस-वर-गंधहत्थीणं। लोगुत्तमाणं, लोग-नाहाणं, लोग-हिआणं, लोग-पईवाणं, लोग-पज्जो-अ-गराणं। अभयं-दयाणं, चक्खु-दयाणं, मग्ग-दयाणं, सरण-दयाणं, जीव-दयाणं, बोहि-दयाणं। धम्म-दयाणं, धम्म-देसयाणं, धम्म-नायगाणं, धम्म-सारहीणं, धम्म-

---

### संस्कृत छाया.

नमोऽस्त्वर्हद्भ्यो भगवद्भ्यः; आदिकरेभ्यस्तीर्थकरेभ्यः स्वयं-संबुद्धेभ्यः, पुरुषोत्तमेभ्यः पुरुषसिंहेभ्यः पुरुषवरपुण्डरीकेभ्यः पुरुषवरगन्धहस्तिभ्यो लोकोत्तमेभ्यो लोकनाथेभ्यो लोकहितेभ्यो लोकप्रदीपेभ्यो लोकप्रद्योतकरेभ्योऽभयदयेभ्यश्चक्षुर्दयेभ्यो मार्गदये-भ्यः शरणदयेभ्यो जीवदयेभ्यो बोधिदयेभ्यो धर्मदयेभ्यो धर्मदेश-केभ्यो धर्मनायकेभ्यो धर्मसारथिभ्यो धर्मवरचातुरन्तचक्रवर्तिभ्यः,

वर–चाउरंत–चक्कवट्टीणं । दीवो, ताणं, सरणं, गई, पइट्ठा । अप्पडिहय–वर–नाणदंसण–धराणं, विअट्टछउमाणं । जिणाणं जावयाणं, तिन्नाणं तारयाणं, बुद्धाणं बोहयाणं, मुत्ताणं मोअगाणं । सव्वन्नूणं, सव्वदरिसीणं, सिवमयलमरुअमणंतमक्खयमव्वाबाहमपुणराविति—सिद्धिगइ—नामधेयं ठाणं संपत्ताणं । नमो जिणाणं जिअभयाणं ॥

बीयं नमुत्थु णं सुत्तं ।

બીજું નમુત્થુ ણું અરિહંત પ્રભુને ઉદ્દેશીને બોલતાં ઉપરોક્ત પાઠના 'નામધેયં ઠાણું' સુધીના પદ બોલ્યા પછી ફક્ત +संपाविउ कामाणं' બોલવું.

## तइयं नमुत्थु णं सुत्तं ।

* नमुत्थु णं मम धम्मगुरुस्स धम्मायरियस्स धम्मोवदेसयस्स—આ પાઠ પોતાના ધર્મગુરુને ઉદ્દેશીને બોલવાનો છે.

---

द्वीपः त्राणं शरणं गतिः प्रतिष्ठा, अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यो व्यावृत्तच्छद्मभ्यो जिनेभ्यो जापकेभ्यः, तीर्णेभ्यस्तारकेभ्यः, बुद्धेभ्यो बोधकेभ्यः, मुक्तेभ्यो मोचकेभ्यः, सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः शिवमचलमरुजमनन्तमक्षयमव्याबाधमपुनरावृत्तिसिद्धिगतिनामधेयं स्थानं संप्राप्तेभ्यः । नमो जिनेभ्योः जितभयेभ्यः ॥

\+ संप्राप्तुम् कामेभ्यः ॥

* नमोऽस्तु मम धर्मगुरवे धर्माचार्याय धर्मोपदेशकाय ॥

## શબ્દાર્થ પાઠ—નમુત્થુ ણું સૂત્ર.

| | |
|---|---|
| નમુત્થુ | નમસ્કાર હો |
| ણં | આ શબ્દ વાકયની શોભાર્થે વપરાયેલો છે |
| અરિહંતાણું—<br>૧ ભગવંતાણું; | અરિહંત—<br>ભગવાનોને [તે કેવા છે ? તે હવે કહેવાશે] |
| આઇગરાણું | ધર્મની આદિ કરનારા, |
| તિત્થયરાણું | તીર્થની સ્થાપના કરનારા, |
| ૨ સયં-સંબુદ્ધાણું; | પોતાની મેળે બોધ પામેલા; |
| પુરિસુત્તમાણું | પુરુષો મધ્યે ઉત્તમ |
| પુરિસ—સીહાણું | પુરુષોમાં સિંહ સમાન, |
| પુરિસ—વર—<br>પુંડરીઆણું | પુરુષોમાં શ્રેષ્ઠ કમળ સમાન, |
| ૩ પુરિસ—વર—<br>ગંધહત્થીણું | પુરુષોને વિષે શ્રેષ્ઠ<br>ગંધહસ્તી સમાન, |
| લોગુત્તમાણું | લોકને વિષે ઉત્તમ, |
| લોગ-નાહાણું | લોકના નાથ, |
| લોગ—હિઆણું | લોકના હિતકારક, |
| લોગ—પઇવાણું | લોકમાં દીવા સમાન, |
| ૪ લોગ—પજ્જોઅ—<br>ગરાણું; | લોકમાં અતિશય પ્રકાશ કરનારા; |
| અભય—દયાણું | અભયદાન આપનારા, |
| ચક્ખુ-દયાણું | શ્રુત-જ્ઞાનરૂપ ચક્ષુ દેનારા, |
| મગ્ગ-દયાણું | ધર્મ—માર્ગને દેનારા—દેખાડનારા |
| સરણ-દયાણું | શરણ આપનારા. |
| જીવ-દયાણું | સંયમ—જીવિતના દેનારા, |
| ૫ બોહિ-દયાણું; | સમકિતના દેનારા; |

| | |
|---|---|
| **ધમ્મ-દયાણું** | ધર્મને આપનારા, |
| **ધમ્મ-દેસયાણું** | ધર્મનો ઉપદેશ કરનારા, |
| **ધમ્મ-નાયગાણું** | ધર્મના નાયક, ધર્મના અગ્રેસર, |
| **ધમ્મ-સારહીણું** | ધર્મના સારથિ, ધર્મરૂપ રથ હાંકનાર, |
| ૬ **ધમ્મ-વર-ચાઉ-રંત-ચક્કવટ્ટીણું;** | ધર્મચક્ર વડે ચાર ગતિનો અંત કરનાર ઉત્તમ ચક્રવર્તી |
| **દીવો** | બેટની પેઠે આધારભૂત, |
| **તાણું** | રક્ષણ કરનાર, |
| **સરણું,** | શરણરૂપ, |
| **ગઈ** | ગતિરૂપ, |
| ૭ **પઇટ્ઠા;** | પ્રતિષ્ઠારૂપ; |
| **અપ્પડિહય-વર-નાણદંસણ-ધરાણું** | અસ્ખલિત શ્રેષ્ટ જ્ઞાન અને દર્શનને ધારણ કરનારા |
| ૮ **વિઅટ્ટછઉમાણું;** | છદ્મસ્થઅવસ્થારહિત, ઘાતિકર્મરહિત, |
| **જિણાણું** | પોતે રાગ-દ્વેષને જીતનારા, |
| **જાવયાણું** | અન્યને રાગ-દ્વેષનો જય કરાવનારા, |
| **તિન્નાણું** | પોતે સંસાર સમુદ્રને તરી ગયેલા |
| **તારયાણું** | બીજાને સંસાર સમુદ્રથી તારનાર, |
| **બુદ્ધાણું** | પોતે બોધ પામેલા |
| **બોહયાણું** | બીજાને બોધ પમાડનારા, |
| **મુત્તાણું** | પોતે મુક્ત થયેલા |
| ૯ **મોઅગાણું;** | બીજાને મુક્ત કરનારા; |
| **સવ્વન્નૂણું** | સર્વજ્ઞ, સર્વ લોકના પદાર્થને જાણનારા, |
| **સવ્વદરિસીણું** | સર્વદર્શી, સર્વ લોકના પદાર્થને દેખનારા, |
| **સિવં** | ઉપદ્રવરહિત, નિરુપદ્રવ, |

| | |
|---|---|
| *અયલં- | નિશ્ચળ, ચળે નહિ તેવું, સ્થિર, |
| અરુઅં- | રોગરહિત, |
| અણંતં- | અનંત, અંતરહિત, |
| અક્ખયં- | ક્ષયરહિત, અક્ષય, |
| અવ્વાબાહં- | પીડારહિત, વ્યાબાધારહિત, |
| *અપુણરાવિત્તિ | જ્યાંથી ફરી પાછું આવવું નથી એવા |
| સિદ્ધિગઇ- નામધેયં | સિદ્ધિ-ગતિ નામના } મોક્ષ |
| ઠાણં | સ્થાનને |
| સંપત્તાણં; | પામેલા; [ તથા ] |
| નમો જિણાણં | નમસ્કાર હો જિનેશ્વરોને |
| ૧૦. જિઅભયાણં. | ભયને જીતનારાને. |

## શબ્દાર્થ—બીજું નમુત્થુ ણં સૂત્ર.

| | |
|---|---|
| સંપાવિઉ | પામવાને |
| કામાણં. | ઉત્સુકને, ઇચ્છકને. |

## શબ્દાર્થ—ત્રીજું નમુત્થુ ણં સૂત્ર.

| | |
|---|---|
| નમુત્થુ | નમસ્કાર હો |
| ણં- | આ શબ્દ વાકયની શોભા અર્થે વપરા- |
| મમ | મારા [ યેલ છે |
| ધમ્મગુરુસ્સ, | ધર્મગુરુને, |
| ધમ્માયરિયસ્સ, | ધર્માચાર્યને, |
| ધમ્મોવદેસયસ્સ. | ધર્મોપદેશકને |

* અયલં થી અપુણરાવિત્તિ સુધીના શબ્દો સંધિ છોડીને લખેલા છે.

## ભાવાર્થપાઠ-નમુત્થુ ણું સૂત્ર.

અરિહંત પ્રભુઓને મારો નમસ્કાર હો; જે અરિહંતો ભગવાન્ અર્થાત્ જ્ઞાનવાન્ છે; શ્રુતધર્મની આદિને કરનારા, ચતુર્વિધ તીર્થની સ્થાપના કરનારા છે, પોતાની મેળે સમ્યક્ પ્રકારે બોધ પામેલા છે; સર્વ પુરુષોમાં ઉત્તમ છે, પુરુષોમાં સિંહ સમાન નિડર છે, પુરુષોમાં કમળપુષ્પ સમાન અલિપ્ત છે, પુરુષોમાં ઉત્તમ ગંધહસ્તી સમાન છે; લોકમાં ઉત્તમ છે, લોકના નાથ છે, લોકના હિતકારક છે, જગતના અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરવામાં પ્રદીપ સમાન છે, પોતાના સંપૂર્ણ જ્ઞાને કરીને ત્રણ લોકને વિષે સૂર્યની જેમ ઉદ્યોત કરનારા છે; સંસારના સર્વ જીવોને અભયદાન દેનારા છે, અજ્ઞાનથી અંધ એવા લોકોને જ્ઞાનરૂપ નેત્ર દેનાર છે, માર્ગ-ભ્રષ્ટને માર્ગ દેખાડનારા છે, શરણાગતને શરણુ દેનારા છે, ÷સંયમ યા જ્ઞાનરૂપ જીવન દેનારા છે, સમ્યક્ત્વનું પ્રદાન કરનારા છે; ધર્મહીનને ધર્મ-દાન કરનારા છે, જીજ્ઞાસુઓને ધર્મનો ઉપદેશ કરનાર છે, ધર્મના નાયક છે, ધર્મના સારથિ-સંચાલક છે, ધર્મમાં શ્રેષ્ઠ તથા ચક્રવર્તી સમાન ચાતુરન્ત છે [ ધર્મચક્રવડે ચાર ગતિનો અંત કરવામાં ચક્રવર્તી સમાન છે ]; ભવસમુદ્રમાં ડૂબતા જીવોને દ્વીપ સમાન છે, અનર્થ-નાશના હેતુવડે ત્રાણુ છે; અર્થ-સંપાદનના હેતુવડે શરણુ છે, દુઃસ્થિતિમાંથી સુસ્થિતિ પ્રાપ્ત કરવાને આશ્રય કરવા યોગ્ય છે; સંસારરૂપ ખાડામાં પડતા પ્રાણિ સમૂહને આધાર છે, કોઈ પણ ઠેકાણે સ્ખલનાને ન પામે એવા શ્રેષ્ઠ કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધારણ કરનારા છે, જ્ઞાનાવરણાદિક ચાર ઘાતિ-કર્મરૂપ આવરણથી મુક્ત છે; સ્વયં રાગ-દ્વેષને જીતનાર અને અન્યોને પણ જીતાડનાર છે, સ્વયં સંસાર-સાગરને તરી ગયેલા અને બીજા યોગ્ય પ્રાણીઓને પણ તારનાર છે, સ્વયં જ્ઞાનને

÷ સર્વ જીવ ઉપર દયા કરનાર છે.—આ અર્થ પણ થાય છે.

પામેલા અને અન્યોને પણ જ્ઞાન પ્રાપ્ત કરાવનારા છે; સ્વયં મુક્ત અને અન્યોને પણ મુક્તિ પ્રાપ્ત કરાવનારા છે; સર્વજ્ઞ છે, સર્વદર્શી છે તથા ઉપદ્રવરહિત, અચલ, રોગરહિત, અનંત, અક્ષય, પીડારહિત અને પુનરાગમનરહિત એવા સિદ્ધિ ગતિ નામના સ્થાનને પામેલા છે.

સર્વ પ્રકારના ભયોને જીતનારા જિનેશ્વરોને નમસ્કાર હો.

## पाठ ८—सामायिक पारवानुं सूत्र.

× एअस्स नवमस्स सामाइयवयस्स पञ्च अइयारा जाणियव्वा न समायरियव्वा । तं जहा । मणदुप्पणिहाणे, वयदुप्पणिहाणे, कायदुप्पणिहाणे, सामाइयस्स सइअकरणया, सामाइयस्स अणवट्ठियस्स करणया, तस्स मिच्छा मि दुक्कडं ॥

सामाइयं सम्मं काएणं न फासिअं न पालिअं, न तीरिअं, न किट्टिअं, न सोहिअं, न आराहियं, आणाए अणुपालियं न भवइ तस्स मिच्छा मि दुक्कडं ॥

---

× एतस्य नवमस्य सामायिकव्रतस्य पञ्चातिचारा ज्ञातव्या न समाचरितव्याः, तद्यथा—मनोदुष्प्रणिधानं, वागदुष्प्रणिधानं, कायदुष्प्रणिधानं, सामायिकस्य स्मृत्यकरणं, सामायिकस्यानवस्थितस्य करणं तस्य मिथ्या मे दुष्कृतम् ।

सामायिकं सम्यक् कायेन न स्पृष्टं, न पालितं, न तीरितं, न कीर्तितं, न शोधितं, न आराधितं, आज्ञया अनुपालितं न भवति तस्य मिथ्या मे दुष्कृतं

**સામાયિકમાં દશ મનના, દશ વચનના, બાર કાયાના મળી ⁜બત્રીશ દોષો માંહેલો કોઈ દોષ લાગ્યો હોય તો મિચ્છા મિ દુક્કડં.**

**॥સામાયિકમાં [૧]સ્ત્રીકથા, [૨]ભત્તકથા, [૩]દેશકથા, [૪]રાજકથા—આ ચાર વિકથા માંહેલી કોઇ વિકથા કરી હોય તો મિચ્છા મિ દુક્કડં.**

**॥સામાયિકમાં [૫]આહાર સંજ્ઞા, [૬]ભય સંજ્ઞા, [૭]મૈથુન સંજ્ઞા, [૮]પરિગ્રહ સંજ્ઞા–આ ચાર સંજ્ઞા માંહેલી કોઇ સંજ્ઞાનું સેવન કર્યું હોય તો મિચ્છા મિ દુક્કડં.**

**સામાયિકમાં [૯]અતિક્રમ, [૧૦]વ્યતિક્રમ, [૧૧]અતિચાર, [૧૨]અનાચાર જાણતાં, અજાણતાં મન, વચન, કાયાએ કરી લાગ્યાં હોય તો મિચ્છા મિ દુક્કડં.**

---

⁜ બત્રીશ દોષોના નામ પરિશિષ્ટમાં આપેલા છે.

॥ જુની હસ્તલિખિત પ્રતોમાં આ '॥' ચિહ્નવાળા પાઠો નથી.

૧ શ્રાવિકાઓએ " **પુરુષકથા** " શબ્દ કહેવો. ૨ **ભત્તકથા**=ભોજન, ખાનપાન વગેરેની વિકથા; ૩ **દેશકથા**=અલકમલકની વિકથા; ૪ **રાજકથા**=રાજખટપટની વાતો; ૫ **આહારસંજ્ઞા**=ખાવાની ઇચ્છા; ૬ **ભયસંજ્ઞા**=બીક; ૭ **મૈથુનસંજ્ઞા**=સંભોગની ઇચ્છા; ૮ **પરિગ્રહસંજ્ઞા**=જમીન, ઘર, સોનું, પશુપંખી, નોકર વગેરે દ્રવ્ય ઉપર આસક્તિની ઇચ્છા. ૯ **અતિક્રમ**–પાપ કરવાનું મન થાય તે; ૧૮ **વ્યતિક્રમ**–પાપ કરવાને પગલું ભરવું તે; ૧૧ **અતિચાર**–પાપ કરવાને અડકવું તે, સ્પર્શ કરવો વગેરે; ૧૨ **અનાચાર**–સેવી, ભોગવી પાપ કરવું તે; આ ચારેમાં ક્રમાનુસાર અધિક દોષ છે. અનાચારમાં તો સર્વથા ભંગ છે. આ સર્વ દોષો અતિચારના નામથી ઓળખાય છે.

સામાયિક વ્રત વિધિએ લીધું, વિધિએ પાર્યું છતાં અવિધિએ થયું હોય તો મિચ્છા મિ દુક્કડં.

સામાયિકમાં કાના, માત્ર, અનુસ્વાર, પદ, અક્ષર, ગાથા, સૂત્ર ઓછું, અધિકું કે વિપરીત ભણાયું હોય તો અનંત સિદ્ધ કેવલી ભગવાનની સાક્ષીએ મિચ્છામિદુક્કડં.

શબ્દાર્થ પાઠ—સામાયિક પારવાનું સૂત્ર.

| | |
|---|---|
| **એઅસ્સ** | એવા, આ |
| **નવમસ્સ** | નવમા |
| **સામાઇયવયસ્સ** | સામાયિકવ્રતના |
| **પંચ** | પાંચ |
| **અઇયારા** | અતિચારો |
| **જાણિયવ્વા,** | જાણવાયોગ્ય, |
| **ન** | નહિ |
| **સમાયરિયવ્વા** | આચરવા યોગ્ય, ગ્રહણ કરવા યોગ્ય |
| **તં** | તે |
| ૧. **જહા** | જેમકે:- [ રોકયું હોય |
| **મણદુપ્પણિહાણે,** | મન ખોટા માર્ગ [સાવદ્ય વ્યાપાર] માં |
| **વયદુપ્પણિહાણે,** | કર્કશ આદિ સાવદ્ય વચન બોલ્યા હોય |
| **કાયદુપ્પણિહાણે,** | શરીર સાવદ્ય ક્રિયામાં પ્રવૃત્ત કર્યું હોય |
| **સામાઇયસ્સ સઇઅકરણયા,** | સામાયિકની સ્મૃતિ–યાદ ન રાખી હોય [ અથવા ] સામાયિક અધૂરા કાળે પાર્યું હોય |
| **સામાઇયસ્સ** | સામાયિકને |
| **અણવટ્ઠિયસ્સ કરણયા** | અવ્યવસ્થિતપણે, અનિયમિતપણે કર્યું હોય |
| **તસ્સ** | તે સંબંધી |

૨. **મિચ્છા મિ દુક્કડં.** મારૂં દુષ્કૃત્ય નિષ્ફળ હો.

| | |
|---|---|
| **સામાઇયં** | સામાયિકને |
| **સમ્મં** | સમ્યક્ પ્રકારે, ભલી રીતે |
| **૧. કાએણં,** | શરીરથી |
| **ન ફાસિઅં** | ન સ્પર્શ્યું હોય |
| **ન પાલિઅં** | ન પાળ્યું હોય |
| **ન તીરિઅં** | ન પાર ઉતાર્યું હોય |
| **ન કિટ્ટિઅં** | ન કીર્તન કર્યું હોય |
| **ન સોહિઅં** | ન શોભાવ્યું હોય, ન શુદ્ધ કર્યું હોય |
| **ન આરાહિયં** | ન આરાધના કરી હોય, ન સેવના કરીહોય |
| **આણાએ** | [ વીતરાગની ] આજ્ઞા પ્રમાણે |
| **અણુપાલિયં** | અનુપાલન [ તથારૂપ ] |
| **ન** | ન |
| **ભવઇ** | બન્યું હોય |
| **તસ્સ** | તેનું, તે સંબંધી |

[ થાઓ.

૨. **મિચ્છા મિ દુક્કડં.** મારૂં પાપ [દુષ્કૃત્ય] મિથ્યા [નિષ્ફળ]-

## ભાવાર્થપાઠ-સામાયિક પારવાનું સૂત્ર.

આ નવમા સામાયિકવ્રતના પાંચ અતિચાર જ્ઞેય છે **પણ** ઉપાદેય નથી; તે જેમકે:-મનોદુષ્પ્રણિધાન, વાગ્દુષ્પ્રણિધાન, કાયદુષ્પ્રણિધાન, સામાયિક-વિસ્મૃતિ, સામાયિક-**અનવસ્થિત**-કરણ-આ પાંચ અતિચાર આશ્રયી લાગેલા દોષો નિષ્ફળ **થાઓ.**

સામાયિકવ્રતને સમ્યક્ પ્રકારે ન સ્પર્શ્યું હોય, ન પાળ્યું હોય, ન પાર ઉતાર્યું હોય, ન પ્રશંસ્યુ હોય, ન શોભાવ્યું હોય, ન આરાધ્યું હોય અને વીતરાગદેવની આજ્ઞા સુજબ **અનુપાલન** ન કર્યું હોય તે સંબંધી મારા દોષ નિષ્ફળ થાઓ.

**—※: સમાપ્ત :※—**

## સામાયિક આદરવાનો વિધિ.

પ્રથમ ભૂમિ, કટાસન ( પાથરણું), ગુચ્છો, મુહપત્તી (મુખવસ્ત્રિકા) આદિ જોઇ લેવાં; પછી ભૂમિનું યત્નાપૂર્વક પ્રમાર્જન કરી પાથરણું પાથરવું; પછી આસનથી જરા પાછળ અને સાધુ-સાધ્વી મહારાજ [ સાધુ-સાધ્વી મહારાજનો યોગ ન હોય તો પૂર્વ તથા ઉત્તર દિશા ] તરફ મુખ રાખી બન્ને હાથ જોડી ઉભા રહેવું. ત્યારબાદ પ્રથમ પાઠ 'નમુક્કાર સૂત્ર' થી ચોથા પાઠ 'તસ્સ ઉત્તરી સૂત્ર' સુધીના પાઠો બોલવા; ત્યારબાદ 'ઇરિયાવહિયં સૂત્ર' પાઠથી કાયોત્સર્ગ કરવો. તે પૂર્ણ થયા પછી 'નમો અરિહંતાણું' મનમાં તથા પ્રકટ બોલી કાયોત્સર્ગ પારવો, તે પછી 'લોગસ્સ સૂત્રથી' તીર્થંકર પ્રભુઓનું સ્તવન કરવું; પછી ગુરુમહારાજ [હાજર ન હોય તો શ્રીસીમંધર પ્રભુ ] ને સવિનય પંચાંગ પૂર્વક નમસ્કાર કરી 'કરેમિ ભંતે !' પાઠ બોલવો. આ પાઠમાં જ્યાં 'જાવનિયમં' શબ્દ છે ત્યાં જેટલાં સામાયિક કરવાં હોય તેટલાંનો કાળ મનમાં ચિંતવી લેવો. પછી આસન ઉપર બેસી ડાબો ઢીંચણ ઉભો રાખી અને જમણો પગ જમીનપર ઉંધો સ્થાપી ડાબા પગના ગોઠણ ઉપર બે હાથ જોડી અંજળી મસ્તકે અડકાડીને 'નમુત્થુ ણું' સૂત્ર ત્રણ વાર [ તે પાઠમાં સૂચવ્યા પ્રમાણે ] બોલવું. આવી રીતે સામાયિક બંધાય અને સામાયિકીકાળ નિર્ગમન કરવાને પ્રસ્તાવનામાં સૂચનાઓ આપેલી છે તે જાણવી. અને તે પ્રમાણે અનુસરવું.

## સામાયિક પારવાનો વિધિ.

સામાયિકનો કાળ પૂર્ણ થયે પ્રથમની માફક પહેલાં 'નમુક્કારસૂત્ર' થી 'તસ્સ ઉત્તરી સૂત્ર' સુધી બોલવું. પછી 'ઇરિયાવહિયં સૂત્ર' થી કાયોત્સર્ગ કરવો; ત્યારપછી 'લોગસ્સ સૂત્ર' થી પ્રભુના ગુણકીર્તન કરવાં; ત્યારબાદ આઠમો 'સામાયિક પારવાનું સૂત્ર' એ પાઠ કહેવો; પછી પ્રથમની માફક આસને બેસી 'નમુત્થુ ણું સૂત્ર' ત્રણ વખત બોલવું; છેવટે ત્રણ વખત 'નમુક્કાર સૂત્ર' થી કાયોત્સર્ગ કરવો. આ પ્રમાણે વિધિ પૂર્ણ કર્યા પછી સામાયિક વ્રતમાંથી છૂટા થવાય છે.

## परिशिष्ट.

### वन्दनाना बत्रीश दोष.

[1]अणाढियं च [2]थद्धं च, [3]पविद्धं [4]परिपिंडियं ।
[5]टोलगइ [6]अंकुसं चेव, तहा [7]कच्छभरिंगियं ॥ १ ॥

[8]मच्छुव्वत्तं मणसा, [9]पउट्ठं तह य [10]वेइयाबद्धं ।
[11]भयसा चेव [12]भयंतं [13]मित्ती–[14]गारव–[15]कारणं ॥ २ ॥

तेणियं[16] [17]पडिणीयं चेव, [18]रुट्ठं [19]तज्जियमेव च ।
[20]सढं च [21]हीलियं चेव, तहा [22]विप्पलिउंचियं ॥ ३ ॥

[23]दिट्ठमदिट्ठं च तहा, सिंगं[24] च [25]कर–[26]मोयणं ।
[27]आलिद्धमणालिद्धं, [28]ऊणं [29]उत्तरचूलियं ॥ ४ ॥

[30]मूयं च [31]ढड्ढरं चेव, [32]चुडिलियं अपच्छिमं ।
बत्तीसदोसपरिसुद्धं, किइकम्मं पउंजए ॥ ५ ॥

१. અનાદતદોષ—અનાદરપણે સંભ્રાંત થઈ વન્દના કરવી તે.

२. સ્તબ્ધદોષ—જાતિ વગેરેથી અભિમાન રાખી અથવા દ્રવ્ય ભાવાદિક ચોભંગીથી સ્તબ્ધ થઈ વંદના કરવી તે.

૩. પ્રવિદ્ધદોષ—વન્દન કરતાં વ્યવસ્થિત રહિત હોય અને વન્દન છોડી જ્યાં ત્યાં ચાલતો થાય.

૪. પરિપિંડિતદોષ—આચાર્ય, ઉપાધ્યાય વગેરે સર્વ સાધુઓને પૃથક્ પૃથક્ નહિ વાંદતાં એક જ વાંદણે વાંદે તે; અથવા સૂત્રાક્ષરોને સ્પષ્ટ અને શુદ્ધ નહિ ઉચ્ચારતાં ઉતાવળે ભેગાં બોલે તથા હાથ પગ વગેરેને અલગ ન રાખતાં સાથળ ઉપર હાથ રાખી પગ અને હાથને ભેગાં કરી વંદન કરવું તે.

૫. ટોલગતિદોષ—પાછો જાય, સામે આવે, આ પ્રમાણે તીડની જેમ ઉછળતાં વાંદવું તે.

૬. અંકુશદોષ—જેમ અંકુશવડે હાથીને ઝુકારાય છે તેમ શિષ્ય, ઉભા રહેલ, સૂતેલ અથવા કોઇ અન્ય કાર્યમાં ગુંથાયેલ ગુરૂમહારાજના કપડાને, ચોલપટ્ટને અથવા હાથને અવજ્ઞાપૂર્વક ખેંચી વંદન દેવા માટે ગુરુ, આચાર્યને આસન ઉપર બેસાડી વંદન કરે તે.

૭. કચ્છપરિંગિતદોષ—જે तित्तिसन्नयराए जं किंचि मिच्छाए ઈત્યાદિ સૂત્ર ઉચ્ચારતાં ઉભો રહ્યો થકો, અથવા अहोकायं काय ઈત્યાદિ સૂત્ર ઉચ્ચારતાં બેઠેલો થકો કાચબાની જેમ આગળ અથવા પાછળ કાંઇક ખસ્યા કરી વન્દન કરે તે.

૮. મત્સ્યોદ્વર્તનદોષ—જે ઉઠતો અથવા બેસતો જળમાં રહેલા માછલાંની જેમ અસ્થિર બની વંદન કરે; અથવા આચાર્ય યા ગુરૂ મહારાજને વંદન કરી તેમની સમીપમાં જ વંદન યોગ્ય બેઠેલા બીજા સાધુને વંદન કરવાની ઇચ્છાવાળો થઇ બેઠો બેઠો જ માછલાની જેમ જલદી શરીર સરકાવી જઇ વાંદે તે.

૯. મનઃપ્રદુષ્ટદોષ—સ્વાશ્રિત કે પરાશ્રિત કારણોને લીધે દ્વેષયુક્ત મનવાળો થઇ વાંદે તે,

૧૦. વેદિકાબદ્ધદોષ—૧. બન્ને ઢીંચણ ઉપર હાથ રાખી, ૨. બન્ને ઢીંચણની નીચે હાથ રાખી, ૩. બે ઢીંચણની પડખે હાથ રાખી, ૪. ડાબા અથવા જમણા ઢીંચણને બન્ને હાથની વચ્ચે રાખી અથવા ૫. ખોળામાં હાથ રાખી વાંદે તે.

૧૧. ભયદોષ—જો વંદન કરીશ નહિ તો ગચ્છ બહાર કાઢી મૂકશે અથવા આક્રોશ કરશે ઇત્યાદિ ભયથી વંદન કરે તે.

૧૨. ભજંતદોષ—આચાર્ય હમેશાં મારે અનુકૂળ રહે છે, વળી આગળ ઉપર પણ વિદ્યા-મંત્રાદિ શીખવશે, જરુરી પ્રસંગે કામ લાગશે માટે ' આચાર્યને વંદન કરૂં ' એ પ્રમાણે વિચારી ' ભગવંત ! આપને અમે વંદન કરીએ છીએ ' એ પ્રમાણે બોલી આચાર્ય ઉપર સપાકું ચઢાવવા માટે વંદન કરે તે.

૧૩. **મૈત્રીદોષ**—આચાર્યને વાંદુ તો મૈત્રી બંધાય. આ પ્રમાણે મિત્રતા કરવા માટે વાંદે, યા જેને વાંદુ છું તેની સાથે પૂર્વની મિત્રાઇ છે એવી વૃત્તિથી વાંદે.

૧૪. **ગૌરવદોષ**--' હું સામાચારીમાં કુશળ છું ' ' વિનયવાન છું ' એ પ્રમાણે સર્વ જાણે એવા અભિપ્રાયથી પોતાનું ગૌરવ વધારવા માટે વિધિપૂર્વક વાંદે તે.

૧૫. **કારણદોષ**--જ્ઞાનદર્શનાદિ કારણ સિવાય બીજાં વસ્ત્ર, પાત્ર, કંબલાદિ આ લોકના સાધનની ઇચ્છાથી વંદન કરે તે.

૧૬. **સ્તૈન્ય દોષ**—' આ અતિ વિદ્વાન છતાં બીજાને કેમ વંદન કરે છે. ' એ પ્રમાણે પોતાની લઘુતા થવાની બીકથી ચોરની જેમ બીજાઓની દૃષ્ટિ ચૂકાવી વાંદે તે.

૧૭. **પ્રત્યનીક દોષ**—આહાર અથવા નિહાર સમયે અનવસરે શત્રુપણે વાંદે તે.

૧૮. **રુષ્ટ દોષ**—ક્રોધથી ધમધમી રહ્યો છતો જે વંદન કરે તે.

૧૯. **તર્જિત દોષ**—વાંદવાથી પ્રસન્ન થતા નથી, નહિ વાંદવાથી ક્રોધ કરતા નથી, તો સારા નરસાનું ભાન કર્યા છે એ પ્રમાણે તર્જના કરતો વાંદે, અથવા ' લોકો દેખતાં મારી પાસે વંદન કરાવે છે પણ એકલો હોઇશ ત્યારે જોઇ લઇશ ' એવો અભિપ્રાય રાખી મસ્તક, આંગળી કે ભૃકુટિથી તર્જના કરતો વાંદે તે.

૨૦. **શઠદોષ**—વિધિપૂર્વક વંદન કરવાથી શ્રાવકોનો મારા ઉપર વિશ્વાસ બેસશે એવા અભિપ્રાયથી આંતરિક ભાવરહિત કપટથી વંદન કરે તે.

૨૧. **હીલિત દોષ**—હે આચાર્ય ! હે ગુરુ મહારાજ ! તમને વાંદવાથી શું ફળ થાય ઇત્યાદિ હાંસી સહિત હેલના પૂર્વક વન્દન કરવું તે.

૨૨. **વિપરિકુંચિત દોષ**—થોડું વંદન કરી દેશકથા વગેરે વિકથા કરવી તે.

૨૩. **દૃષ્ટાદૃષ્ટ દોષ**—કોઇ વંદન કરનારનો આંતરો હોય અથવા અંધારામાં કોઇ ન દેખી શકે તેવું હોય ત્યારે વાંદે નહિ. પરંતુ આંતરો તેમજ અંધકાર ન હોય ત્યારે વાંદે.

૨૪. શ્રૃંગ દોષ—' महोकायं काय ઈત્યાદિ આવર્ત બોલતાં લલાટનો મધ્ય ભાગ સ્પર્શવો જોઈએ તેમ ન કરતાં ડાબા યા જમણા પડખાનો સ્પર્શ કરે તે.

૨૫. કર દોષ—ભાવપૂર્વક વંદન ન આપતાં રાજાને અપાતા કરની જેમ અરિહંતનો કર માની વંદન કરે પણ કર્મનિર્જરા માટે ન વાંદે તે.

૨૬. મોચન દોષ—' ગુરુને વંદન કર્યા વિના છુટકો નથી; ક્યારે આ વેઠથી છુટશું ' એવી ચિંતવના કરતાં વંદન કરે તે.

૨૭. આશ્લિષ્ટાનાશ્લિષ્ટ દોષ—૧. આવર્ત બોલતાં હાથ ગુરુ-ચરણ અને લલાટને સ્પર્શે, ૨. ગુરુ-ચરણને હાથ સ્પર્શે પણ લલાટે ન સ્પર્શે, ૩. ગુરુ-ચરણને હાથ ન સ્પર્શે પણ લલાટને હાથ સ્પર્શે ૪. ગુરુચરણ અને લલાટ બન્નેને હાથ ન સ્પર્શે-આ ચાર ભાંગામાં પ્રથમ ભાંગો શુદ્ધ છે તેવી રીતે ન વાંદે તે.

૨૮. ન્યૂન દોષ—આવશ્યકાદિ પાઠ ઓછા કહેતાં યા ઉતાવળથી વંદન કરે.

૨૯. ઉત્તરચૂલિકા દોષ—વાંદણું દઈ મોટા સાદે मत्थएण वंदामि કહે તે.

૩૦. મૂક દોષ—મૂંગાની જેમ આવર્ત આલાપાદિ નહિ ઉચ્ચારતાં વાંદે તે.

૩૧. ઢઢ્ઢર દોષ—વંદન સૂત્રને મોટા સ્વરે ઉચ્ચારી વંદન કરે તે.

૩૨. ચુડલિક દોષ—ઊંબાડિયાની પેઠે રજોહરણને છેડે ગ્રહણ કરી રજોહરણને ભમાડતાં થકા વંદન કરે તે.

વંદન કરતાં ધ્યાનમાં રાખવાનું છે કે રખેને દોષ થઈ જાય. માટે કર્મનિર્જરા અર્થે વિધિપૂર્વક તથા ભાવપૂર્વક વંદન કરવું.

## કાયોત્સર્ગના ઓગણીશ દોષ.

घोडग लया य खंभे, कुड्डे माले य सबरि वहु नियंडे ।
लंबुत्तर थण उद्धि, संजइ खलिणे य वायस कविट्ठे ॥ १ ॥
सीसोकंपिय मूई, अंगुलिभमुहाइ वारुणी पेहा ।
एए काउस्सग्गे, हवंति दोसा एगुणवीसं ॥ २ ॥

૧. ઘોટક દોષ—કાયોત્સર્ગ કરતાં ઘોડાની પેઠે એક જ પગ જરા ઊંચો રાખીને ઉભા રહેવું તે.

૨. લતાદોષ—અધિક પવનના યોગથી કંપતી વેલીની જેમ કાયોત્સર્ગમાં શરીરને કંપાવવું તે.

૩. સ્તંભ દોષ—થાંભલા કે ભીંતને અઢેલીને કાયોત્સર્ગ કરવો તે.

૪. માલ દોષ—ઉપરના માળને મસ્તક ટેકાવીને કાયોત્સર્ગ કરવો તે.

૫. શબરી દોષ—વસ્ત્ર રહિત ભીલડી માફક બે હાથ પોતાના ગુહ્ય પ્રદેશપર રાખી કાયોત્સર્ગ કરવો તે.

૬. વધૂ દોષ—નવ પરણિયત વહુની જેમ નીચું માથું રાખી કાયોત્સર્ગ કરવો તે. આ દોષ શ્રાવિકાને ન હોય.

૭. નિગડ દોષ—બેડી ઘાલ્યાની પેઠે પગ પહોળા કરવા યા ભેગા કરવા પણ જિનમુદ્રામાં જેટલું અંતર કહ્યું છે તેટલું નહિ રાખીને કાયોત્સર્ગ કરવો તે.

૮. લંબોત્તર દોષ—નાભિથી વિશેષ ઉપર અને જાનુથી વિશેષ નીચે સુધી ચોલપટ્ટ પહેરી કાયોત્સર્ગ કરે તે. ખરી રીતે નાભિથી ચાર આંગળ ઊંચે અને જાનુથી ચાર આંગળ નીચે સુધી ચોલપટ્ટ પહેરવું કહ્યું છે. આ દોષ સ્ત્રી વર્ગને ન હોય.

૯. સ્તન દોષ—ડાંસ, મચ્છર, આદિના ભયથી અથવા અજાણતાં પોતાના ચોલપટ્ટથી હૃદયને ઢાંકીને કાયોત્સર્ગ કરવો તે. આ દોષ સ્ત્રી વર્ગને લાગુ પડતો નથી.

૧૦. ઊર્દ્ધી દોષ—તેના બે ભેદઃ-૧ બાહ્યશકટોર્દ્ધ્વિકા દોષ-પગની બન્ને પાનીઓ મેળવીને અને આગલા બન્ને પગના ફણા મોકળા રાખીને કાયોત્સર્ગ કરે તે. ૨ અભ્યંતર શકટોર્દ્ધ્વિકા દોષ-બન્ને પગના આગલા ફણા સાથે મેળવીને તથા પાછલી પાનીઓ મોકળી રાખીને કાર્યોત્સર્ગ કરે તે.

૧૧. સંયતિ દોષ—કપડાને બન્ને ખભાઓપર ઢાંકીને સાધ્વીની પેઠે

કાયોત્સર્ગ કરે તે; આથી જમણો ખભો ઉઘાડો રાખવો જોઇએ તે રહેતો નથી, આ દોષ સ્ત્રી વર્ગને હોય નહિ.

૧૨. ખલીન દોષ—રજોહરણને પોતાના શરીરથી અગાડીના ભાગમાં હાથમાં ધારણ કરીને કાયોત્સર્ગ કરવો તે અથવા થાકી ગયેલા ઘોડાની પેઠે માથું ઊંચું, નીચું કર્યા કરતાં કાયોત્સર્ગ કરવો તે.

૧૩. વાયસ દોષ—કાગડાની પેઠે ચંચળ ચિત્તવાળા થઇને પોતાની દષ્ટિ કાયોત્સર્ગમાં ચોતરફ ફેરવ્યા કરવી તે.

૧૪. કપિત્થ દોષ—ચોલપટ્ટ જમીનને અડકતો રહેશે તો જૂ, માકડ ભરાઇ રહેશે એવા ભયથી ચોલપટ્ટ સંકોચીને કાયોત્સર્ગ કરે તે; અથવા ભમરના ભયથી કોઠાની પેઠે ચોલપટ્ટનો ગોટો કરી બે પગ વચ્ચે રાખવો તે.

૧૫. શીર્ષોત્કંપિત દોષ—જેમ કોઇને યક્ષ અથવા ભૂત વળગ્યો હોય તેની પેઠે મસ્તક ધુણાવતો થકો કાયોત્સર્ગ કરે તે.

૧૬. મૂક દોષ—ઓકડાની પેઠે અથવા છેદાતી વનસ્પતિની પેઠે જે હુંકાર શબ્દ કરતો થકો કાયોત્સર્ગ કરે તે; મૂંગાની પેઠે હું હું કાયોત્સર્ગમાં કરે તે.

૧૭. અંગુલીભમૂહ દોષ—કાયોત્સર્ગમાં આલાવા ગણવા માટે આંગળીઓની ચળવળ કરવી અથવા કંઇક કાર્ય ચીંધવા માટે ભમર અથવા ચક્ષુ આદિને ભમાવી સંજ્ઞા કરવી તે.

૧૮. વારુણી દોષ—જેમ મદિરા બુડબુડાટ કરે તેમ કાયોત્સર્ગમાં રહ્યો થકો અવ્યકતપણે બડબડાટ શબ્દ કરે તે.

૧૯. પ્રેક્ષાદોષ—વાનરની પેઠે બન્ને હોઠ હલાવતાં થકા કાયોત્સર્ગ કરે તે.

---

## સામાયિકના બત્રીસ દોષ.

મનના દશ, વચનના દશ અને કાયાના બાર દોષ મળીને બત્રીસ દોષ થાય છે. તે જાણવાથી મન સાવધાન રહે છે.

## મનના દશ દોષ.

अविवेक जसो कित्ती, लाभत्थी गव्व भय नियाणत्थी ।
संसय रोस अविणउ, अबहुमाण ए दोसा भणियव्वा ॥

૧. અવિવેક દોષ—સામાયિકનું સ્વરૂપ નહિ જાણવાથી એમ વિચારે કે સામાયિકથી શું ફળ થવાનું હતું ? આથી કોણ તર્યું હશે ? એવા વિકલ્પ કરવા તે. શૈલિ જાણ્યા વિના સામાયિક કરવું તે.

૨. યશોવાંછા દોષ—સામાયિક કરીશ તો લોકો મારી વાહ વાહ બોલશે, એવી ઇચ્છાથી સામાયિક કરવું તે.

૩. લાભવાંછા દોષ—ધન આદિના લાભની ઇચ્છાથી સામાયિક કરવું તે.

૪. ગર્વદોષ—સામાયિક કરવાથી લોકો મને કેવો ધર્મી કહે છે અને હું સામાયિક પણ તેવુંજ કરૂં છું એવો ગર્વ–અહંકાર રાખી સામાયિક કરવું તે.

૫. ભયદોષ—રાજ્યાદિના અપરાધના ભયથી સામાયિક કરવું તે; અથવા હું શ્રાવક કુળમાં જન્મ્યો છું, મને લોકો મોટો કહે છે, માન આપે છે અને જો સામાયિક નહિ કરૂં તો લોકો બોલશે કે હું એટલું પણ કરતો નથી; આથી રખે નિંદા થાય એ ભયથી સામાયિક કરવું તે.

૬. નિદાન દોષ—સામાયિક કરી તેના ફળ તરીકે ધન, સ્ત્રી, પુત્ર, જમણ, પ્રભાવના વગેરે મળવાની ઇચ્છા કરવી તે.

૭. સંશય દોષ—સામાયિકના ફળ પ્રત્યે સંદેહ રાખી સામાયિક કરવું તે.

૮. રોષ દોષ—કોઇ કારણથી ક્રોધ, માન, માયા, લોભમાં વૃત્તિ રાખી સામાયિક કરવું તે.

૯. અવિનય દોષ—સામાયિકમાં દેવ, ગુરુ અને ધર્મની આશાતના કરવી તે.

૧૦. અબહુમાન દોષ—ભક્તિભાવ અને ઉમંગરહિત સામાયિક કરવું તે.

## વચનના દશ દોષ.

कुवयण सहसाकारे, सछंद संखेव कलहं च ।
विगहा विहासोऽसुद्धं, निरवेक्खो मुणमुणा दोस दस ॥

૧. કુવચન દોષ—સામાયિકમાં કુવચન–કુત્સિત વચન બોલે તે.
૨. સહસાત્કાર દોષ—સાહસથી વગર વિચારે એકાએક વચન બોલે તે.
૩. સ્વચ્છંદદોષ—સામાયિકમાં રાગ ઉત્પન્ન કરે તેવા સાંસારિક ગીત, ગાયનાદિ ગાય તે.
૪. સંક્ષેપદોષ—સૂત્રના પાઠ આદિ ટુંકામાં બોલી જવા, યથાર્થ ન બોલવા તે.
૫. કલહદોષ—સામાયિકમાં કોઇ સાથે ક્લેશ કરવો તે.
૬. વિકથાદોષ—સ્ત્રીકથા, દેશકથા, રાજકથા, ભક્તકથા, આ ચાર પ્રકારની વિકથામાંથી કોઇ પણ વિકથા સામાયિકમાં કરવી તે.
૭. હાસ્યદોષ—સામાયિકમાં ઠઠ્ઠા, હાંસી કરવાં તે.
૮. ÷અશુદ્ધદોષ–સામાયિકમાં સૂત્ર ગડબડથી, ઉતાવળથી અશુદ્ધ બોલે તે.
૯. +નિરપેક્ષાદોષ—સામાયિકમાં ઉપયોગ વિના બોલે તે.
૧૦. *મુમ્મણદોષ—સામાયિકમાં સૂત્ર સ્પષ્ટ ઉચ્ચાર્યા વિના ગુંણુ-ગુંણુ બોલે તે.

## કાયાના બાર દોષ.

कुआसणं चलासणं चलदिट्ठी, सावज्जकिरिया-लंबणाकुंचणपसारणं ।
आलस मोडण मल विमासणं, निद्दा वेयावच्च त्ति बारस कायदोसा ॥

---

÷ સામાયિકમાં અવ્રતીને સત્કાર દેવો–એવો અર્થ પણ જોવામાં આવે છે.

+ કોઇ જગ્યાએ નિરપેક્ષા દોષના બદલે **અસદારોપણ દોષ** જોવામાં આવે છે અને તેનો અર્થ 'બીજાને ખોટો બોધ આપવો તે' થાય છે.

* **ગમનાગમનદોષ**—આ સ્થળે આ પાઠ પણ જોવામાં આવે છે અને તેનો અર્થ જવા આવવાની સામાયિકમાં આજ્ઞા આપવી તે–એમ કરે છે.

૧. કુઆસનદોષ—સામાયિકમાં અયોગ્ય આસનથી બેસે. એટલે કે પગ પર પગ ચડાવી બેસે; પગ લાંબા કરીને બેસે, ઇત્યાદિ અભિમાનવાળા આસનથી બેસે તે.
૨. ચલાસનદોષ—સામાયિકમાં સ્થિર આસન ન રાખે. [ ફેંક્યા કરે.
૩. ચલદૃષ્ટિદોષ—સામાયિકમાં દૃષ્ટિને સ્થિર ન રાખે, આમતેમ
૪. સાવદ્યક્રિયાદોષ—સામાયિકમાં શરીરથી કંઇ પાપ ક્રિયા કરે; ઘરની દેખરેખ રાખે; કાંઇ સાંસારિક કામ માટે સંજ્ઞા કરવી તે.
૫. આલંબનદોષ—સામાયિકમાં ભીંતાદિને અઢેલીને બેસે, આથી ત્યાં બેઠેલા જંતુનો નાશ થાય અને તેની સાથે પ્રમાદ થાય.
૬. આકુંચનપ્રસારણદોષ—સામાયિકમાં વિના પ્રયોજને હાથ, પગ, દેહને સંકોચે અથવા પસારે તે.
૭. આલસ્યદોષ—સામાયિકમાં અંગ મરડે; આળસ કરે તે.
૮. મોટનદોષ—સામાયિકમાં હાથ પગના ટાચકા ફોડે યા ફોડાવે તે.
૯. મલદોષ—સામાયિકમાં શરીર ઉપરનો મેલ ઉતારે તે.
૧૦. વિમાસણદોષ—સામાયિકમાં ગળામાં, ગાલે, કપાળે કે લમણે હાથ રાખી દિલગીરીથી બેસે તે. વિના પૂંજ્યે ખરજ ખણે યા વિના પૂંજ્યે હાલે ચાલે–એ અર્થ પણ જોવામાં આવે છે તે.
૧૧. નિદ્રાદોષ—સામાયિકમાં ઊંઘ લે, ઝોકાં ખાય તે.
૧૨. +વૈયાવૃત્યદોષ—સામાયિકમાં કારણ વિના અન્ય પાસે સેવા કરાવે તે.

इतिशुभम् ।

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥ १ ॥
सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ २ ॥

+ કોઈ જગ્યાએ 'કંપન દોષ' આ પાઠ જોવામાં આવે છે. તેનો અર્થ સ્વાધ્યાય કરતાં હાલે ચાલે. શીત–ઉષ્ણની પ્રબલતાના કારણે કંપે અને સર્વ શરીરને વસ્ત્રાદિથી ઢાંકે યા સર્વથા ઉઘાડી નાંખે તે.

## ક્ષમાપના.

હે ભગવન્ !' હું બહુ ભૂલી ગયો,'
મેં તમારા' અમૂલ્ય વચનોને'
લક્ષમાં લીધાં નહીં.'
તમારાં કહેલાં' અનુપમ તત્ત્વનો'
મેં વિચાર કર્યો નહીં.'
તમારા પ્રણીત કરેલા'
ઉત્તમ શીળને' સેવ્યું નહીં.
તમારા કહેલાં' દયા, શાંતિ'
ક્ષમા' અને પવિત્રતા'
મેં ઓળખ્યા નહીં.'
હે ભગવન્ !' હું ભૂલ્યો,'
આથડ્યો,' રઝળ્યો'
અને અનંત સંસારની'
વિટમ્બણામાં પડયો છું.'
હું પાપી છું,' હું બહુ મદોન્મત્ત'
અને કર્મ રજથી કરીને' મલીન છું.'
હે પરમાત્મા !' તમારાં કહેલાં' તત્ત્વો વિના'
મારો મોક્ષ નથી.'
હું નિરંતર' પ્રપંચમાં પડયો છું.'
અજ્ઞાનથી અંધ' થયો છું.'
મારામાં' વિવેકશકિત નથી,'
અને હું મૂઢ છું,'નિરાશ્રિત છું,'અનાથ છું.'
નિરાગી પરમાત્મા !' હવે હું તમારું,'
તમારા ધર્મનું' અને તમારા મુનિનું' શરણ ગ્રહું છું.'

મારા અપરાધ' ક્ષય થઇ'
હું તે સર્વ' પાપથી મુક્ત થઉં,'
એ મારી' અભિલાષા છે.'

આગળ કરેલાં' પાપોનો હું હવે'
પશ્ચાત્તાપ કરૂં છું.'

જેમ જેમ' હું સૂક્ષ્મ વિચારથી' ઉંડો ઉતરૂં છું,
તેમ તેમ' તમારા તત્ત્વના' ચમત્કારો'
મારા સ્વરૂપનો' પ્રકાશ કરે છે.'

તમે નિરાગી,' નિર્વિકારી' સચ્ચિદાનંદ સ્વરૂપ'
સહજાનંદી,' અનંતજ્ઞાની,'
અનંતદર્શી' અને ત્રૈલોક્ય પ્રકાશક છો.'

હું માત્ર મારા' હિતને અર્થે'
તમારી સાક્ષીએ' ક્ષમા ચાહું છું.'

એક પળ પણ' તમારા કહેલાં'
તત્ત્વની' શંકા ન થાય;'
તમારા કહેલા' રસ્તામાં' અહોરાત્ર' હું રહું;'
એજ મારી' આકાંક્ષા અને વૃત્તિ' થાઓ.
હે સર્વજ્ઞ ભગવન્ !' તમને હું' વિશેષ શું કહું ?'

તમારાથી' કંઈ અજાણ્યું નથી.'
માત્ર પશ્ચાત્તાપથી' હું કર્મજન્ય'
પાપની' ક્ષમા ઇચ્છું છું.'

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

૧૭ મા વર્ષે
વવાણીઆ.

શ્રીમદ્ રાજચંદ્ર

## ઉત્તમ ગૃહસ્થ.

સંસારમાં રહ્યા છતાં પણ ઉત્તમ શ્રાવકો ગૃહાશ્રમથી આત્મસાધનને સાધે છે. તેઓનો ગૃહાશ્રમ પણ વખણાય છે.

તે ઉત્તમ પુરુષ સામાયિક, ક્ષમાપના, ચઉવ્વિહાહાર-પ્રત્યાખ્યાન ઇત્યાદિ યમ નિયમને સેવે છે.

પરપત્ની ભણી માતા-બહેનની દૃષ્ટિ રાખે છે.

સત્પાત્રે યથાશક્તિ દાન દે છે.

શાંત, મધુરી અને કોમળ ભાષા બોલે છે.

સત્શાસ્ત્રનું મનન કરે છે.

બને ત્યાં સુધી ઉપજીવિકામાં પણ માયા, કપટ ઇત્યાદિ કરતો નથી.

સ્ત્રી, પુત્ર, માતા, પિતા મુનિ અને ગુરુ-એ સર્વને યથાયોગ્ય સન્માન આપે છે.

માબાપને ધર્મનો બોધ આપે છે.

યત્નાથી ઘરની સ્વચ્છતા, રાંધવું-સીંધવું, શયન ઇત્યાદિ રખાવે છે.

પોતે વિચક્ષણતાથી વર્તી સ્ત્રી, પુત્રને વિનયી અને ધર્મી કરે છે.

કુટુંબમાં સંપની વૃદ્ધિ કરે છે.

આવેલા અતિથિનું યથાયોગ્ય સન્માન કરે છે.

યાચકને ક્ષુધાતુર રાખતો નથી.

સત્પુરુષોનો સમાગમ અને તેઓનો બોધ ધારણ કરે છે.

સમર્યાદ અને સંતોષયુકત નિરંતર વર્તે છે.

જે યથાશક્તિ શાસ્ત્રસંચય ઘરમાં રાખે છે.

અલ્પ આરંભથી જે વ્યવહાર ચલાવે છે.

આવો ગૃહસ્થાવાસ ઉત્તમ ગતિનું કારણ થાય એમ જ્ઞાનીઓ કહે છે.

શ્રીમદ્ રાજચંદ્ર.

## અંત્ય મંગળ.

अर्हन्तो मङ्गलं मे स्युः, सिद्धाश्च मम मङ्गलम् ।
साधवो मङ्गलं सम्यग्, जैनो धर्म्मश्च मङ्गलम् ॥